# स्रोतस्विनी

કર્તા:

સ્વ. દામોદરદાસ ખુ. બોટાદકર.

શ્રીયુત નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા,
એમના વિસ્તૃત 'પુરસ્કરણ' સહિત.

પ્રકાશક:

અમૃતલાલ વલ્લભદાસ દાણી.

ઈ. સ. ૧૯૨૫

સંવત ૧૯૮૧



મૂલ્ય: એક રૂપીઓ.

# અનુક્રમણિકા.



“ રાસતરંગિણી ” આદિના લેખક



સ્વ. દામોદરદાસ ખુશાલદાસ બોટાદકર.

જન્મ:
સંવત ૧૯૨૭
ઇ. સ. ૧૮૭૦

અવસાન:
સંવત ૧૯૮૦
ઇ. સ. ૧૯૨૪

# પ્રસ્તાવના.



સ્વ. કવિ બોટાદકરની પંચમ કાવ્ય સંગ્રહરૂપ–આ સાહિત્ય–પ્રસાદી ગુજરાતને ચરણે ધરતાં દ્વિવિધ ભાવ અનુભવાય છે: 'શૈવલિની' પ્રસિદ્ધ કરવાનો સુયોગ પ્રાપ્ત થયો, ને અધુરું રહેલ કવિનું સ્વપ્ન આજે પૂર્ણ થયું એ માટે સંતોષ થાય છે; પણ તેની પ્રસ્તાવના લખવા કવિ પોતે વિદ્યમાન નથી, એ વિચારથી ખેદ થાય છે. હજુ તો કવિને અસાધારણ સત્કાર પામેલા રાસની અનેક રસધારાઓ ગુજરાતને અર્પવી હતી, વિષયોની ને યોજનાના ઢાળની યાદી એક કાગળ પર લખેલી હજુ પડી છે; પરન્તુ કવિની 'મનની વાતો મનમાં એ રહી રહી ગઇ રે!'

'રાસ તરંગિણી' પછી પ્રસિદ્ધ થતા આ સંગ્રહમાં 'રાસ'ની ઘાટીનું એક પણ કાવ્ય ન જોવાથી વાચક વર્ગને કદાચ આશ્ચર્ય લાગશે; પરન્તુ એની પાછળનો ઇતિહાસ જાણતાં બધું સ્પષ્ટ થઇ જશે. 'રાસ તરંગિણી'ની નવી મધુરી સેર ફુટી તે પહેલાં તો આ કાવ્ય સંગ્રહમાંનાં ઘણાં કાવ્યો કવિ પાસે લખેલાં તૈયાર પડયાં હતાં; પછી એકાએક રાસની ધારા છુટી ને અવાર નવાર કેટલોક વખત સુધી 'રાસ' ને 'વૃત્તબદ્ધ કાવ્ય' બન્નેના નમુનાઓ લખાતા રહ્યા. એકજ કવિ એકજ અરસામાં દ્વિધા બની, જાણે ભિન્ન જ વ્યક્તિ હોય તેમ, વિવિધ સ્વાંગમાં સ્પષ્ટ રીતે ભિન્ન પડતી કાવ્ય–પ્રસાદી ધર્યે જતા હતા. લોકગીતનો ઢાળ ગુંજતાં જ કવિની કવિતા જુદુંજ સ્વરૂપ પકડતી હતી. પછી તો કવિ પોતે જ રાસની શૈલિ પર એવા મુગ્ધ બન્યા કે 'વૃત્તબદ્ધ કાવ્ય'ને રજા મળી, અકેક બબ્બે દિવસે રાસો જન્મવા લાગ્યા અને બે માસમાં 'રાસ તરંગિણી' રચાઇ ગઇ. એ પછી કવિએ 'શૈવલિની' માંની છેલ્લી ગઝલ બાદ

કરતાં જુની શૈલીનું એક પણ કાવ્ય નથી લખ્યું. રાસ સંગ્રહ ભવ્યતા સાથે
સુન્દરતાથી ભરેલો જણાયાથી કવિએ મિત્રમંડળને બતાવી ' રાસ તરંગિણી '
જ પહેલાં પ્રગટ કરવાનો પ્રબંધ કર્યો. ' ચતુર્થ કાવ્યસંગ્રહ ' તરીકે છપા-
વવા ધારેલ એ સંગ્રહ હવે આજે પંચમ સંગ્રહ તરીકે પ્રસિદ્ધ થાય છે.
' **ચતુર્થ કાવ્ય સંગ્રહ** ' એ પ્રમાણે કવિએ તે કાળે લખેલા શબ્દો
પ્રકાશકનું ધ્યાન ચુકાવી છપાઇ ગયા છે, તે માટે વાચકવર્ગ ક્ષમા બક્ષશે,
એવી આશા છે.

પરંતુ, એ સંગ્રહ માટે કવિએ નોંધી રાખેલ ત્રણ કાવ્યો તો રહી
જ ગયાં: ગ્રંથનું નામ કરણ, કેટલાંક કાવ્યોમાં અહીંતહીં કરવાના થોડા
સુધારા ને દરેક સંગ્રહની શરૂઆતમાં ' પ્રભુ પ્રકટ સત્ પ્રણય 'ને નમન
કરવા રૂપે લખવાનો શ્લોક. એ પૈકી ' નામકરણ 'નું પ્રથમ કાર્ય કરી
આપવા બદલ તેમજ ' પુરસ્કરણ ' રૂપે સ્વ. કવિનાં કાવ્યોની વિસ્તૃત
સમાલોચના લખી આપવા બદલ શ્રીયુત નરસિંહરાવભાઇનું ઋણ ન
વિસરાય એવું છે.

કવિના અવસાન પછી તુરતમાં અનેક સજ્જનો તરફથી સ્વર્ગસ્થના
કુટુંબને સહાય કરવા નિમિત્તે સારી સારી રકમો મોકલી આપી હતી, તે
માટે તે સૌનો તેમજ ભાવનગર રાજકારભારના વડા સર પ્રભાશંકર પટ્ટણી
સાહેબે રાજ્ય ખાનગી ખાતામાંથી સ્વર્ગસ્થનાં પત્નીને આજીવન સારૂં
સક વેતન કરી આપ્યું તે બદલ તેમનો ઉપકાર જેટલો માનવામાં આવે,
ો ઓછો છે.

અંતમાં, લાંબો વખત સુધી અપ્રસિદ્ધ રહેલ આ સંગ્રહ છપાવવા
માટે ભાવનગર નિવાસી મે. કેપ્ટન સાહેબ જોરાવરસિંહજીએ સારી રકમ
આપી ન હોત તો આ કાર્ય હજુયે વધારે મોડું સિદ્ધ થાત, તેથી તેમનો
પણ અંતરથી ઉપકાર માન્યા વગર કેમ રહી શકાય ?

લે.
સ્વ. કવિશ્રીના મિત્રમંડળ વતી
સેવક
**અમુતલાલ વલ્લભદાસ દાણી.**

મહિલા–વિદ્યાલય,
**ભાવનગર.**
તા. ૫–૫–૨૫

# પુરસ્કરણ.

સ્વર્ગસ્થ બોટાદકરે પોતાનો કાવ્યસંગ્રહ નામે "કલ્લોલિની" મ્હને પ્રથમ ઈ. સં. ૧૯૧૨ માં મોકલ્યો. તે વાંચવાની સાથે જ મ્હારા મન ઉપર અપૂર્વતાની છાપ પડી હતી. તે પછી બીજા સંગ્રહો પણ મળ્યા. અનેકવાર મનમાં થયેલું કે આ કવિની કદર ગુજરાતની પ્રજા કને કરાવાય હેવું વિવેચન લખું; પરંતુ અગમ્ય કારણોને લીધે એ મનોરથ સફળ ના થયો. હવે એ નૈસર્ગિક કવિના અવસાન પછી ઉત્તરક્રિયા કરવાનું પ્રાપ્ત થયું. આ કાર્યમાં મ્હને પ્રવૃત્ત કરવા માટે ભાઈ અમરતલાલ દાણીને યશ આપું જ છું; પરંતુ તે પછી એક અપૂર્વ વચનનો ઉચ્ચાર કરીને મ્હારી મન્દ લેખનીને હેમણે ઉશ્કેરી તે માટે વિશેષ યશ આપું છું. એક મિત્ર ઉપર લખેલા પત્રમાં ભાઈ દાણીએ લખેલું કે નરસિંહરાવ જલદી ઉપોદ્ઘાત તૈયાર કરે તો ઠીક; તે અંગે મારી અડચણો ધ્યાનમાં આવવાથી એઓને સંકોચ પણ થતો હતો; પરંતુ હેમણે એમ પણ ઉમેર્યું કે: "કવિ છે; મસ્તી આવે તો લખી પણ નાંખે !" આ વચને મ્હારા મનમાં અનેક પ્રશ્નો જગાડ્યા. હું કવિ ! હું મસ્તીમાં આવું ! કવિ મસ્ત હોય ? ફકીરો તો મસ્ત જાણ્યાછે. બોટાદકરને મ્હારે મસ્ત કવિ કહેવા ? હાવા હાવા અનેક પ્રશ્નો નાચવા લાગ્યા. શાન્ત વિચાર વડે ઇતિહાસ અને સ્થિતિનું દર્શન કર્યું. મસ્ત કવિ બાલ એમ બાળાશંકર વિશે સંજ્ઞા અપાઈને પછી કેટલાક કવિપદધારકોને 'મસ્ત કવિ' એ વિશેષણ પ્રશંસાસ્થાન આપવા માટે લગાડાતું હતું; તે એટલે સૂધી કે માધુર્ય, લાલિત્ય, સૌન્દર્યઘટક સંયમ એ જે'નાં ખાસ લક્ષણ છે હેવી કવિતા રચનારા મણિશંકર ભટ્ટને વિશે પણ એક પ્રસંગે મસ્તીનો આરોપ મૂકાયો હતો;—ફકીરની મસ્તી જેવી જ મસ્તીનો આરોપ.

મ્હારી અલ્પમતિને તો સંયમ નિયમને લાત મારનારી, વ્યવહાર-
મર્યાદાને તોડનારી, મસ્તી અને કવિતા એ બેનો સંબન્ધ જોડવામાં વિચાર-
સરણીનો દોષ જ આવેછે. કવિને નૈસર્ગિક પ્રેરણાની ઊર્મિ આવે અને
તેથી કાવ્યપ્રવૃત્તિ થાય, ત્હેને ' મસ્તીનું ' નામ આપવામાં અર્થનો અનર્થ,
અને બિચારી કવિત્વની દિવ્ય શક્તિને લાઞ્છનદાન, થાયછે. આ વિચાર-
માં ઓટાદકરની કવિતામાં ' મસ્તી 'નું દર્શન તો નહિંજ થાય. ઓટાદકર
' મસ્ત કવિ ' ન્હોતા. ઈશ્વરદત્ત પળે કવિના આત્મામાં જે અપૂર્વ ઉન્નત
પ્રયાણ થાયછે, જે અલૌકિક જ્યોતિનું દર્શન થાયછે, ત્હેનું અનુભવ-
જનિત ચિત્ર ઓટાદકરે " એ શું હતું ? " એ કાવ્યમાં આપ્યું છે:—

" એ દિવ્ય દર્શન માત્રથી પળ એક અંતર કંઇ થયું,
તે લક્ષમાં આવ્યા વિના પળમાં શમિત પણ થઈ ગયું.
એ શું હતું ? તે કયાંથી આવ્યું ? ખબર નવ તેની રહી,
શોધે વિકળ બની હૃદય તલપે દેખવાને ઘડી ઘડી.
જીવિત તણા સૌ તત્ત્વના પણ તત્ત્વમય એ પળ હતી,
તેમાં અલૌકિક કંઇ મઝા રહી રોમ રોમે ચળકતી;
વ્યાપાર ઇન્દ્રિય માત્રના પણ બંધ તે સમયે હતા,
સવ તર્ક વિતર્કની તે પળ હતી તલ્લીનતા. "

આ અનિર્વચનીય અનુભવમાં સમાયલો આનન્દસાન્દ્ર લય ક્યહાં !

અને

" હમે જાહેરખબરો સૌ જિગરની છે લખી નાંખી,
ન વાંચે કોઇ યા વાંચે, ન પરવા રાખનારાઓ. "

અથવા " ગુલો મ્હેં બાગનાં તોડી દીધાં સૌ ધૂળમાં ચોળી,
બિછાનું ખારનું કીધું, ઉપર લોટી રહ્યો તે હું !

ગુલામો કાયદાના છો ! ભલા એ કાયદો કોનો ?
ગુલામોને કહું હું શું ? હમારા રાહ ન્યારા છે !

× × + ×

હમે મગરૂર મસ્તાના ! બિયાબાંમાં રઝળનારા !
ખરા મહબૂબ સિંહો જ્યહાં! હમારા રાહ છે ન્યારા !
લવે છે ખેત નદિયો જ્યહાં, ગઝલ દરખત રહ્યાં ગાતાં,
હમે ત્યહાં નાચતા નાગા ! હમારા રાહ છે ન્યારા ?

હાવી ઉચ્છૃંખલ ઉન્મત્તતાને પૂજનારા ' મસ્ત ' કવિયોની ' મસ્તી' ક્યહાં ? આ પ્રકારની ' મસ્તી ' અને કવિત્વની પ્રેરણા એ બેની ઉત્પત્તિ તદ્દન જુદા જુદા સ્થાનમાંથી જ થાયછે. એ બે વચ્ચે કશી સમાન ભૂમિ નથી.

આ પ્રશ્ન માટે આટલું બસ. **બોટાદકરની** કવિતાના સ્વતઃ સિદ્ધ લક્ષણની જ તપાસ કરીશું તો લાભ થશે. આપણે એ વાત ધ્યાનમાં રાખ-વાની છે કે નવીન યુગની કવિતામાં જે પાશ્ચાત્ય શૈલીનો અંશ છે તે અંગ્રેજી ભાષા અને સાહિત્યના સાક્ષાત્ સંપર્કનું ફળ છે. અને **બોટાદકરને** તો એ અંગ્રેજી ભાષા અને સાહિત્યના સંસ્કાર શિક્ષણ દ્વારા મળ્યા નહોતા, છતાં હેમની રચનામાં નવીન શૈલીનો રંગ લાગ્યો જણાયછે તે શા કારણ-થી હશે ? કારણ મળવું કઠણ નથી. પાશ્ચાત્ય કવિતા સાહિત્ય જોડે સાક્ષાત્ સંપર્ક ન છતાં, એ પ્રકારના સંપર્કથી ગુજરાતી સાહિત્યમાં પ્રવિષ્ટ થયેલા કવિતાસાહિત્યનો પરિચય **બોટાદકરને** નિકટ થયો હતો, અને ઈશ્વરદત્ત શક્તિયે એ પરિચયના ફળને સુન્દર સ્વરૂપ આપ્યું. અન્ય સંસ્કૃતિ-ના ઉપરથી પ્રાપ્ત કરેલી રચનામાં અનુકરણ અને સ્વરૂપઘટના એ બે જુદી જુદી કીમતનાં ફળ થાયછે. અનુકરણનું કામ સ્હેલું છે, પણ તે જ સાથે હેમાં તાત્વિક ગુણ ભાગ્યે જ ઉત્પન્ન થાયછે. સ્વરૂપઘટનાની સ્થિતિ જુદી છે

મ્હારી અલ્પમતિને તો સંયમ નિયમને લાત મારનારી, વ્યવહાર-
મર્યાદાને તોડનારી, મસ્તી અને કવિતા એ બેનો સંબન્ધ જોડવામાં વિચાર-
સરણીનો દોષ જ આવેછે. કવિને નૈસર્ગિક પ્રેરણાની ઊર્મિ આવે અને
તેથી કાવ્યપ્રવૃત્તિ થાય, ત્હેને 'મસ્તીનું' નામ આપવામાં અર્થનો અનર્થ,
અને બિચારી કવિત્વની દિવ્ય શક્તિને લાઞ્છનદાન, થાયછે. આ વિચાર-
ના ઓટાદકરની કવિતામાં 'મસ્તી'નું દર્શન તો નહિં જ થાય. ઓટાદકર
'મસ્ત કવિ' ન્હોતા. ઈશ્વરદત્ત પળે કવિના આત્મામાં જે અપૂર્વ ઉન્નત-
પ્રયાણ થાયછે, જે અલૌકિક જ્યોતિનું દર્શન થાયછે, ત્હેનું અનુભવ-
જનિત ચિત્ર ઓટાદકરે "એ શું હતું ?" એ કાવ્યમાં આપ્યું છે:—

"એ દિવ્ય દર્શન માત્રથી પળ એક અંતર કંઇ થયું,
તે લક્ષમાં આવ્યા વિના પળમાં શમિત પણ થઈ ગયું.
એ શું હતું ? તે ક્યાંથી આવ્યું ? ખબર નવ તેની રહી,
શોધે વિકળ બની હૃદય તલપે દેખવાને ઘડી ઘડી.
જીવિત તણા સૌ તત્ત્વના પણ તત્ત્વમય એ પળ હતી,
તેમાં અલૌકિક કંઇ મઝા રહી રોમ રોમે ચળકતી;
વ્યાપાર ઇન્દ્રિય માત્રના પણ બંધ તે સમયે હતા,
સવ તર્ક વિતર્કની તે પળ હતી તલ્લીનતા."

આ અનિર્વચનીય અનુભવમાં સમાયલો આનન્દસાન્દ્ર લય ક્યહાં

અને

"હમે જાહેરખબરો સૌ જિગરની છે લખી નાંખી,
ન વાંચે કોઇ યા વાંચે, ન પરવા રાખનારાઓ."

અથવા "ગુલો મ્હેં બાગનાં તોડી દીધાં સૌ ધૂળમાં ચોળી,
બિછાનું ખારનું કીધું, ઉપર લોટી રહ્યો તે હું !

ગુલામો કાયદાના છો ! ભલા એ કાયદો કોનો ?
ગુલામોને કહું હું શું ? હમારા રાહ ન્યારા છે !

× × + ×

હમે મગરૂર મસ્તાના ! બિયાબાંમાં રઝળનારા !
ખરા મહબૂબ સિંહો જ્યહાં ! હમારા રાહ છે ન્યારા !
લવે છે ખેત નદિયો જ્યહાં, ગઝલ દરખત રહ્યાં ગાતાં,
હમે ત્યહાં નાચતા નાગા ! હમારા રાહ છે ન્યારા ?

હાવી ઉચ્છૃંખલ ઉન્મત્તતાને પૂજનારા 'મસ્ત' કવિયોની 'મસ્તી' ક્યહાં ? આ પ્રકારની 'મસ્તી' અને કવિત્વની પ્રેરણા એ બેની ઉત્પત્તિ તદ્દન જુદા જુદા સ્થાનમાંથી જ થાયછે. એ બે વચ્ચે કશી સમાન ભૂમિ નથી.

આ પ્રશ્ન માટે આટલું બસ. બોટાદકરની કવિતાના સ્વતઃ સિધ્ધ લક્ષણની જ તપાસ કરીશું તો લાભ થશે. આપણે એ વાત ધ્યાનમાં રાખવાની છે કે નવીન યુગની કવિતામાં જે પાશ્ચાત્ય શૈલીનો અંશ છે તે અંગ્રેજી ભાષા અને સાહિત્યના સાક્ષાત્ સંપર્કનું ફળ છે. અને બોટાદકરને તો એ અંગ્રેજી ભાષા અને સાહિત્યના સંસ્કાર શિક્ષણ દ્વારા મળ્યા નહોતા, છતાં હેમની રચનામાં નવીન શૈલીનો રંગ લાગ્યો જણાયછે તે શા કારણથી હશે ? કારણ મળવું કઠણ નથી. પાશ્ચાત્ય કવિતા સાહિત્ય જોડે સાક્ષાત્ સંપર્ક ન છતાં, એ પ્રકારના સંપર્કથી ગુજરાતી સાહિત્યમાં પ્રવિષ્ટ થયેલા કવિતાસાહિત્યનો પરિચય બોટાદકરને નિકટ થયો હતો, અને ઈશ્વરદત્ત શક્તિયે એ પરિચયના ફળને સુન્દર સ્વરૂપ આપ્યું. અન્ય સંસ્કૃતિના ઉપરથી પ્રાપ્ત કરેલી રચનામાં અનુકરણ અને સ્વરૂપઘટના એ બે જુદી જુદી કીમતનાં ફળ થાયછે. અનુકરણનું કામ સ્હેલું છે, પણ તે જ સાથે હેમાં તાત્વિક ગુણ ભાગ્યે જ ઉત્પન્ન થાયછે. સ્વરૂપઘટનાની સ્થિતિ જુદી છે

આધારભૂત કાવ્યાદિકનું રહસ્ય પોતના આત્મામાં જીરવી દઈને આત્મકૃતિની પેઠે જ નવીન ઘટના પ્રગટ કરવી અને ત્હેમાં માત્ર જીરવેલા મૂળની છાયા સ્વગત લક્ષણ જેવી જ દીપે—એ પરિણામ આવવું તે નિસર્ગદત્ત શક્તિને બળે જ શક્ય છે. નવીન યુગની કવિતા ઉપર અંગ્રેજી સાહિત્યના અનુકરણનો આક્ષેપ મૂકનારા પંડિતો આ રહસ્યભેદ ભૂલી જાયછે. બોટાદકરને વિશે તો વિશેષ એ હતો કે જાત્યે અંગ્રેજી સાહિત્યથી અસ્પૃષ્ટ હોવાથી મધ્યસ્થ સાહિત્યદ્વારા પ્રાપ્ત કરેલા સંસ્કારમાં બે ગળણે ગળાયાનો લાભ થયો, અને હેમની કૃતિ નિસર્ગસિદ્ધ આત્મકૃતિ જેવી દીપી ઊઠી.

આ ઉપરાંત, બોટાદકરની કાવ્યકૃતિયોનું બીજું એક સ્વરૂપ જોવાનું છે. આપણી સામાજિક સંસ્થાઓ, પુરાણાદિક સમયની સંસ્કૃતિનો પરિચય, ઇત્યાદિ સંયોગોને પરિણામે બોટાદકરનાં કાવ્યોમાં હિન્દુ સંસારનાં ચિત્ર, એ સમાજના સંપ્રદાયોથી પ્રેરાયલાં આલેખનો, ઇત્યાદિનો ફાળો અનલ્પ અને અકૃત્રિમ સિદ્ધ થયોછે.

આ સર્વ સામાન્ય ટીકાના ઉપર કેટલાંક ઉદાહરણોથી પ્રકાશ પડશે. તેટલા માટે બોટાદકરની કાવ્યકૃતિયોમાંથી નમૂનારૂપ ઉદાહરણો જોઈ જઈશું; હેમની કાચી વયની કૃતિઓ ગણનામાં લેવાથી હેમને ન્યાય નહિં અપાય; માત્ર એક રીત્યે એ કૃતિયોનો પરામર્શ કરવો ઉપયોગી થશે;—આરમ્ભકાળ અને પરિપકવકાળ એ બે વચ્ચે સ્વરૂપમાં અસાધારણ ફરક નજરે પડેછે તે પડછો જોવાશે. તો ૧૭ વર્ષની ઉમરે "લાલસિંહ સાવિત્રી નાટક" બોટાદકરે ( તે વખતનું નામ રાખિયે તો દામોદર ખુશાલશાહે ) રચ્યું; ૧૯ વર્ષની ઉમ્મરે 'રાસવર્ણન' પ્રસિદ્ધ કર્યું; ૨૧ વર્ષની ઉમરે "ગોકુળ ગીતા" વાચકવર્ગને આપી;—આ સર્વમાં અતિશય સાધારણ સ્વરૂપનું, કાંઇ પણ વ્યકિતત્વની દીપ્તિ વગરનું, કવિત્વ જ નજરે પડેછે:

શીર શીરદાર સ્વામિનાથ સુખકારી
ચર્ણ ચાંપનાર દીન દાસી હું તમારી;

સત્ય ઉપકાર જગતનાથનો હું જાણું,
મેળવી સુજોડ કોડ ધારીને વખાણું.
બુદ્ધિ આપની સ્વયંવરે પુરી પિછાણી,
યોગ્ય જોડ તે સમે તમારી મેં પ્રમાણી.
(લાલસિંહ—સાવિત્રી નાટક; પૃષ્ઠ ૨૮)

બાવાજી ન જોગ જરા જોઇએ હમારે રે,
તે તો લેઇ જાઓ કામ આવશે તમારે રે.
બાળ્યા જેવો જોગ રાખો પાસ તમે બાવો રે,
સાધુ થઇ ગુરૂ ચેલો બેઉ જણા સાવો રે.
("ગોકુળગીતા" પૃ. ૨૫)

આ અને હેવી હેવી રચનાઓમાં **બોટાદકર** પૂરાઈ રહ્યા હોત તો આજ જે વિલક્ષણ કવિત્વ માટે કીર્તિ હેમણે પ્રાપ્ત કરીછે તે મળત જ નહિં. 'ગોકુળગીતા'માંની ગીતિયોમાં તો છન્દરચના અત્યંત દૂષિત નજરે પડેછે, જગણ સાધવાની મર્યાદા તો સેવાઈ જ નથી, તે વાત તો કોરાણે મૂકીશું. "ભેંશનાં શીંગડાં ભેંશને ભારે ન પડે", "શિર સલામત તો પાઘડી બહુતેરી", ઇત્યાદિ કહેવતોને દૃષ્ટાન્તરૂપે બીજી પંક્તિમાં વાપરી, આગલી પંક્તિમાં એકાદ નીતિનો સિદ્ધાન્ત મૂકીને અનુષ્ટુપો લખેલા હેમાં પણ દલપતશાહી વાણીવિલાસ કરતાં વિશેષ કાંઇ જ નહિં દેખિયે. હાવા વાતાવરણમાંથી **બોટાદકર** નવીન વાતાવરણમાં અણધાર્યાં પ્રવિષ્ટ થયા. **હ.** હ. ધ્રુવના 'ચન્દ્ર' નામના માસિકમાં કેટલીક નવા પ્રકારની કવિતા નજરે પડી; તે સાથે જ હેમની અત્યાર સૂધી નિગૂઢ રહેલી પ્રતિભા પ્રગટી. **દામોદર ખુશાલદાસ શાહ** એ નામનો ત્યાગ કરીને **બોટાદકર**ની સહીથી નવીન ઢબની કવિતા લખવા માંડી; નામ બદલ્યું તે જાણે પૂર્વાશ્રમના કવિત્વ સંસ્કાર પણ પાછળ મૂકી દેવાના ચિન્હ રૂપે જ થયું. જો કે "કર" પ્રત્યય ગામના નામને લગાડીને **મહારાષ્ટ્રીય** પદ્ધતિનો આદર કરવામાં મ્હને

તો અકારણ મોહ શિવાય બીજા કશાનું દર્શન નથી થતું. ઈ. સ. ૧૮૯૫ કે ૧૮૯૮ માં " પ્રેમને સત્કાર " નામનું કાવ્ય ' ચન્દ્ર ' માં પ્રગટ થયું; અચકાતાં અચકાતાં હેમણે એ મોકલ્યું હતું. હ. હ. ધ્રુવે એ કૃતિને વખાણી પછી " વિદ્ધમૃગ " જેવું ઉત્તમ કાવ્ય વગેરે ' ચન્દ્ર 'માં પ્રગટ થયાં. અંતે ૧૯૧૨ ના શુમારમાં " કલ્લોલિની " પ્રગટ થઈ, અને તે સાથે ગુજરાતી કવિતાસાહિત્યમાં તેજસ્વી તારકનો ઉદય થયો જણાયો.

હવે હેમની સ્થપાયલી શૈલીના નમૂના લઈશું. " કલ્લોલિની " માં મુખ્ય સ્વરૂપ મ્હને તો પૂર્વ અને પશ્ચિમની કવિત્વકલ્પનાશૈલીનું સુભગ મિશ્રણ જણાયછે; અન્યોક્તિના સાધનદ્વારા વિચારનું વલણ પાશ્ચાત્ય રૂપનું પ્રત્યક્ષ થાયછે. ઉદાહરણ તરીકે " એક વૃક્ષને " " મેઘ અને મયૂર " " સંદેશ " ઇત્યાદિ.

" એકાકીને અશરણ બની રોઈને નિત્ય રહેવું "

એ ઉન્નત, એકલ દશા,–splendid isolation—માં રહેલું ગૌરવ એકલ વૃક્ષને કહેલી અન્યોક્તિમાં ગમ્ભીરતાથી પ્રગટ કરવાની સાથે એ દશા-ની દુઃખમયતામાં પણ ઉમદાપણું સમાયલું જણાવતાં કવિ ઊંડા હૃદયની ઇચ્છાનો ઉદ્ગાર શો કરેછે ?—

> ભીરુ હૈયાં પરિજન તણાં રોઈ બેશી રહેછે,
> દુઃખી જાણી પ્રણયવશ હા ! એ બિચારાં બળેછે.
> એની પાસે રુદન કરીને નાં કદાપિ રડાવું,
> સંતોષે એ સતત વિલસે એ જ કર્તવ્ય મ્હારૂં;
> અર્પી એને ભર હૃદયનો દુઃખ માંહે ડુબાવી
> રાચું,—હેવી અધમ બનશે ના કદી બુદ્ધિ મ્હારી !

આ **अनिर्भिन्नगभीरत्वाद् अन्तर्गूढघनव्यथा**ની દશામાં હલકો સ્વાર્થ નથી, ગવિંષ્ઠ અતડાપણું નથી, પરંતુ અલક્ષ્ય કોમલતાવાળા હૃદયની કરુણાપૂર્ણ મૂકતા છે.

કાવ્યચતુષ્ટયમાં જોઈશું:

પ્રેમની ગાઢતાનાં ભિન્ન ભિન્ન દર્શનો એક
'વિદ્ધમૃગ', 'એક પત્ર', 'દૃષ્ટિભેદ', અને 'દામ્પત્ય', આ ચાર કાવ્યો-
માં આ વિવિધ સ્વરૂપદર્શન છે. "વિદ્ધમૃગ" કાવ્યમાં સંગીતથી હરણને
મુગ્ધ કરીને હેના ઉપર શરસંધાન કરતા, શરથી હેને વિદ્ધ કરતા, પારધિને
મૃગ દયાની યાચના નથી કરતો, જીવિતદાન નથી માગતો; પણ એટલું જ
યાચેછે કે

> સારંગી રંગભરી ઘડી કરથી ન દૂર કરીશ તું;

કારણ ?

> દઈ તાલ સાયકપાતથી કર ગાન એ પણ ઇષ્ટ છે,
> આ પ્રેમપારાવારમાં ન્હાતાં મરણ પણ મિષ્ટ છે.

સૌન્દર્યનું સંગીતમાં રહેલું સ્વરૂપ જેને પ્રેમનું પાત્ર છે તે મૃગને
એ પ્રેમપાત્રને ખાતર મરણ પણ મિષ્ટ છે. પ્રેમપાત્ર માટે આત્મબલિદાન-
ની અહિં ભાવના નિગૂઢ છે.

"એક પત્ર"માં પ્રેમની અવાચ્યતાનું સ્વરૂપ સમર્થ, અપૂર્વ, શબ્દ
અને કલ્પનાથી સૂચવ્યુંછે. 'વચને પ્રણય કહી દર્શાવવો' તે કવિને
"કાર્ય સૌથી કઠિન" લાગે છે. સંબોધન શું ? વિશેષણ શું ? કાંઇ
સૂઝતું નથી. "ઉદ્દગાર માત્ર અપૂર્ણ ભાસે ઉદ્દભવે જે અંતરે" આ
હૃદયમાં એક શબ્દ ન સર્વથા પ્રકટી શકે !"—બીજે દિવસે પ્રયત્ન કર્યો.
શબ્દમાં પૂરાવાની પ્રેમે ના જ પાડી: "વાકયમાં વર્શી લેવું લાઘવ પ્રણયને
ગમતું નથી."—અંતે રુદન પ્રગટ્યું, નયનજળ પત્ર ઉપર પડયું;—ત્યો-
"પ્રિય ! એ હૃદયનાં આંસુડાં એ વાંચજે વચનાવલી."—એ તે વંચાશે ?—
હા; પ્રેમ લખાવનાર, અવાચ્ય લેખ લખાયલા, તે પ્રેમપાત્ર વાંચી સકશે:
"અધિકારી છે તું એકલો નહિ અવરને સત્તા મળી." "દૃગથી નહિં
જગને જડે" તે "તું હૃદયથી વાંચીશકે." લીંબુના રસથી લખેલા

અક્ષરો અગ્નિ ઉપર ધરવાથી લાલાશ ભર્યાં પ્રગટ થાયછે; એથી વધારે મહત્ત્વનું પ્રેમરસાયન અહિં બતાવ્યુંછે. પ્રેમની અવાચ્યતા, અધિકારીની વાચનશકિત, એ અહિં સૂચિત છે.

"**દ્રષ્ટિભેદ**" કાવ્યમાં વળી અન્ય સ્વરૂપ છે. **જહાંગીર** અને નૂરજહાંનનાં પ્રસંગમાં સૌન્દર્ય નૂરજહાનમાં **જહાંગીર**ના પ્રેમે બતાવ્યું તે આગન્તુક ફકીરને લગાર પણ ના જણાયું. કારણ ?

"સૌન્દર્ય ના પ્રણયને પ્રકટાવનાર,
સૌન્દર્યનો જનક પ્રેમ સદા જણાય."

પ્રેમમાં સૌન્દર્ય જોવાની, ઉત્પન્ન કરવાની, અલૌકિક શકિતનું આહ સૂચન છે.

"**દામ્પત્ય**" કાવ્યમાં નવીન જ દર્શન છે; આધુનિક હિન્દુ સમાજમાં બહુધા સ્વીકારાયલી લગ્નની સંસ્થા દંપતીને પ્રેમનું આસ્વાદન કે'વા પ્રકારનું કરાવેછે ? અનેક અસમંજસ જોડાં બળથી જોડાયછે, પડયું પાનું નિભાવી લેછે, ત્યહાં દાંપત્યપ્રેમની ઉચ્ચ ભાવના ક્યહાંથી વસે ? છતાં એ વ્યવસ્થા-માંથી પણ અણદીઠો રસ ખેંચી કાઢીને દંપતીના સંબન્ધને અપૂર્વ ભાવનાના રંગથી આ કાવ્ય રંગેછે:

હૃદય રમશે એકી ભાવે નહિં અથવા રમે ?
જનની જનકે પૂછી જોયું કદી નહિં તે તને;
મુજ હૃદયને જોયા –જાણ્યા–વિના કયમ એ થયું ?
પ્રકૃતિ મળશે કે ના એવું ન તેં કયમ ચિંતવ્યું ?

× × ×

ઘર જનકનું છોડી શાણી ! ભવાટવીમાં જતાં
સહચર તણું કીધું કાંઇ પરીક્ષણ કેમ ના ?

આ સર્વ પ્રશ્નોનો ઉત્તર બે જ પંકિતમાં આવેછે:–

ગુરુવચનથી બીજું વ્હાલું જરા નહિં જાણતું,
હિત અહિતના ભેદે હૈયું દ્વિધા ન થયું હતું.

પરંતુ એ બીજદશામાંથી આગળ ક્રમ વધેછે; પ્રેમનું બળ હેવું છે કે:

પ્રણય શરણે ને વિશ્વાસે ગ્રહું વિષ જો હરો
પ્રણય બળથી તે સદ્ભાવે સુધા નહિં કાં બને !

આ બળથી પ્રેમનો ઉત્કર્ષ થયો; અને પત્નીએ પતિને સિદ્ધ શકિતવડે પ્રેમભક્તિ શીખવી:

સહજ શીખવે ભક્તિ દેવી મને પણ સંગથી;

એ અનુપમ શકિતથી ચકિત થતો કહેછે:

પઠન વિણ આ સૂત્રો કયાંથી અપૂર્વ મળયાં તને ?

હજી વધારે ઉત્કર્ષનો ક્રમ આવેછે; દંપતીસ્નેહદ્વારા, સ્નેહમાં, પ્રભુનાં દર્શન થાયછે; પ્રેમરૂપ પ્રભુનાં દર્શન થાયછે:

પ્રભુ પ્રણય હા ! મ્હારો, ત્હારો, અને જગ સર્વનો,
સ્થળ સકળમાં વ્યાપીને એ સહુ હૃદયે રહ્યો;
પણ પ્રકટ એ મ્હારે માટે થયો તુજ અંતરે.

રૂઢિરૂઢ લગ્નની સુભગ બાજુનું પ્રદર્શન એ લગ્નદ્વારા પ્રાપ્ત થતા સૌમ્ય પ્રેમનું પ્રદર્શન આ કાવ્યમાં સબળ રીતે કરાવ્યું છે.

"કલ્લોલિની" બીજા પ્રકારનાં કાવ્યોનો સમૂહ પણ છે; ઉદાહરણાર્થ: 'મીરા,' 'જ્યદેવપત્ની,' ઇત્યાદિ આખ્યાયિકા ઉપરથી રચાયલાં, ને ત્હેમાંથી રસિક સાર દર્શન કરેલું, હેવાં કાવ્યો. તે તેમ જ અન્ય કેટલાંક ઉતરતી પંકિતનાં કાવ્યો આ ચર્ચામાં અપ્રાસંગિક ગણીને બાતલ કરી દઈશું.

## સ્રોતસ્વિની.

" **કલ્લોલિની** " પછી છ વર્ષે પ્રગટ થયેલા આ કાવ્યસંગ્રહમાં કાવ્યના બાહ્યસ્વરૂપને વિશે ભાષાની પંડિતસેવ્ય સંસ્કારિતા ધ્યાન ખેંચેછે. પાંડિત્યનો દમ્ભ લગારે ના મળે, છતાં સંસ્કૃત શબ્દો સરળતાથી સ્રોતઃ-પ્રવાહની પેઠે ચાલ્યા આવતા જણાયછે. સંસ્કૃત વૃત્તોની ઘટનામાં પણ નિસર્ગસિદ્ધ સરલતા નજરે પડેછે. છન્દ અને વૃત્ત આ કવિની કવિત-દેવીને બેડીરૂપ બન્ધન બનતાં નથી, સુભગ નર્તનને મધુર સિંજારવથી શોભિત કરતાં નૂપુર જ બનેછે. થોડાંક ઉદાહરણો આપીશું:

ધરી મૃદુલ મંજરી નવ રસાલ કૈં નાચશે,
પ્રફુલ્લ બટમોગરો બહુ સુગન્ધથી બ્હેકશે,
બની ભ્રમર બ્હાવરા દશ દિશા વિશે દોડશે,
સુગન્ધભર કાનનો અમરચિત્ત આકર્ષશે.
અવશ્ય સખિ ! એ સમે મધુર કંઠથી કૂજજે,
વસન્તવિજયોત્સવે મન ભરી ભરી મ્હાલજે;
મનોજ્ઞ નવ ગીતથી હૃદય વિશ્વમાં રેડજે,
અને સકળ ભૂતળે સુરનિવાસ તું સ્થાપજે.

( અનવસર પૃ. ૪૪ ).

પ્રણયનું રસભાજન શોધતી,
ઉર તણું અવલંબન શોધતી,
દયિતના કરથી કર મેળવી
અમરપંથ જવા તલપી રહી.

× × ×

હૃદયનું બળ સર્વ વહી ગયું,
ચલનયંત્ર અરે ! અટકી પડયું !

રસસુધાર્ણવ શુષ્ક થઈ ગયો,
લલિત કોમળ દેહ બળી ગયો.
( વનવલ્લરી; પૃ. ૩૪, ૩૫ )

આ બાહ્યશરીર અને છન્દોગતિની વાત થઈ...

અન્તઃસ્વરૂપ, કવિતાનું હૃદય, જોતાં પણ 'સ્રોતસ્વિની'માં જોતાં કેમ આગળ ભરાયો લાગેછે. હેનું એક ગૂઢ સૂચન 'કલ્લોલિની' અને 'સ્રોતસ્વિની' બંનેમાંનાં અક્કેકાં બીજકાવ્યોમાં મ્હને જણાયછે... 'કલ્લોલિની'માંનું "**એ શું હતું ?**" એ કાવ્ય આપણે જોઈ ગયા છિયે; હેમાં કવિતદેવીની વિદ્યુત્‌ના ચમકારા જેવી પ્રેરણા તરફ કવિ મુગ્ધ ભાવે જુવેછે; વાણીમાં પણ એ કાવ્યમાં મુગ્ધભાવ પ્રગટેછે. 'સ્રોતસ્વિની'-માંના '**સ્ખલન**' નામના કાવ્યમાં કવિની કવિતદેવી તરફ હૃદયવત્તિ અને બાહ્ય વાણીના ઉદ્‌ગાર બંનેમાં મુગ્ધભાવ તજી પ્રૌઢતા તરફ વલણ છે. 'કલ્લોલિની'નો મુગ્ધકવિ કવિતપ્રેરણા તરફ કુતૂહલ, ચમત્કાર ઇત્યાદિ ભાવથી જુવેછે, અને અવ્યક્ત મધુર વાણીમાં એ ભાવ દર્શાવેછે, 'સ્ખલન' કાવ્યનો પ્રૌઢ કવિ હવે કવિત દેવીને રાસેશ્વરી, રસેશ્વરી, ભારતી એ રૂપે પ્રત્યક્ષ સ્થિરતાથી દેખેછે, હેનું દર્શન લેવા જેટલો, હેનું ગીત નૃત્ય સાંભળવા જોવા જેટલો, કાંઇક નિકટ સંપર્કમાં આવેછેઃ 'એ શું હતું ?' એમ પ્રશ્ન પૂછનાર કવિના પોતાના મુગ્ધ હૃદયમાં "પળ એક અંતર કંઇ થયું" એમ અજ્ઞેય ભાવોદ્દીપનનું જ અર્ધભાન થાયછે; ત્ય્હારે 'સ્ખલન' કાવ્યનો કવિ

સુધાસતત સિંચતી હૃદયરમ્ય રાસેશ્વરા,
લસત્પ્રણયપુત્તલી રમતી રાસ રંગે ભરી,
કલસ્વરથી કૂજતી મધુર ગીત ગાતી હતી,
અને નવલ નર્તને ઉચિત તાલ દેતી હતી.

હેવી કવિતદેવીનું પ્રત્યક્ષ, સ્થિર દર્શન થાયછે,
અને એ દર્શનથી અણમૂઝાયો એ કવિ કહેછે:

અવર્ણ્ય સુરગાન એ રહીં સમીપ હું ઝીલતો,
પ્રતિસ્વર પદાક્ષરે થઈ વિલીન રાચી રહ્યો.

આમ કવિને સામીપ્યમુક્તિનો લાભ થતાં દેવીના સૂર ઝીલવા જેટલો સમીપ સંપર્ક થાયછે, અને જેમ કવિ આ દેવીના ગાનમાં વિલીન થયો હતો, તેમ કવિ આસપાસના પદાર્થોની સ્થિતિ જોવાને સાવધ હોવાથી આપણને જણાવે છે કે,

હિમાંશુ પણ હીંડતો ગગન મધ્ય થંભ્યો હતો,
બની વિવશ બ્હાવરો કુતુક દિવ્ય જોતો હતો.

પરંતુ આ ધન્ય દશાનો સંપૂર્ણ અધિકાર હજી કવિનો ન્હોતો. સ્ખલન કવિનું થઈ ગયું; ભારતીની અનન્ય સેવા કરતે ક્ષણભર અનિષ્ટ વિક્ષેપ થયો:

અરે ! ક્ષિતિજ ઉપરે, કમલકન્યકા ક્રીડતી,
નિનાદ કંઇ કંકણે નવલ નૂપુરે નાંખતી

દીઠી;

પડયો શ્રવણ એ ધ્વનિ, ઉર લગીર ઊંચું થયું,
અને નયન કૈં ફર્યાં નિમિષમાત્ર એ તો રહ્યું.

પરિણામ એ થયું કે કવિતદેવી

ખરે સ્ખલન એટલું હૃદય ના શકી જો સહી;
ત્યજી પ્રણય પૂર્વનો સુખ સમગ્ર લૂંટી ગૈઈ.

ગન્ધમાદન વનમાં વિહાર કરતો પુરૂરવ મન્દાકિનીતીરે રેતીના પર્વત રચવાની ક્રીડા કરતી ધનપતિના અનુચર એક વિદ્યાધરની કન્યકાને ક્ષણમાત્ર નિહાળી રહ્યો તેથી રસસૌન્દર્યની મૂર્ત પૂતળી ઉર્વશી કુપિત થઇને ચાલી ગઈ, હેવી સ્થિતિ થતાં કવિને વિરહીની દશા પ્રાપ્ત થાયછે:

વિરૂપ ભયભૂતડાં નિકટ હાય ! આવી હસે !
અહે હૃદય કારસું, કંઇ વિચિત્ર ચેષ્ટા કરે.
હિમાંશુ પણ આ હસે, વિહગ વ્યંગ્ય કૈં કૈં વદે,
અને અનિલ આકરો રજ ઉડાડતો ના રહે.

કવિનું ગીત પણ કવિને છોડીને ગયું જણાયછે. ક્હેછેઃ

રડે હૃદય રાંકડું બની અધીર તે એકલું,
ગયું શરણ શોધતું ગગન માર્ગમાં ગીતડું.

મ્હારી નજરે ' કલ્લોલિની ' તે મુગ્ધા જેવી મનોહર છે; ત્યહારે ' સ્રોતસ્વિની ' તે પ્રૌઢા નહિં પણ મધ્યા જેવી પરિચયલબ્ધ ચારુતાવાળી છે. કવિતદેવી જોડે દૂરસ્થ છતાં નિકટતર પરિચયવાળી ' સ્રોતસ્વિની ' મધ્યા કરતાં મ્હને કુતૂહલ, અકૃત્રિમ હૃદયભાવ, નિસર્ગસિદ્ધ સૌન્દર્ય, ઇત્યાદિ વડે શોભતી ' કલ્લોલિની ' મુગ્ધા વધારે મોહનીની આકર્ષકતા વાળી લાગેછે.

' કલ્લોલિની ' અને ' સ્રોતસ્વિની ' ના પૃથક્ પૃથક્ ચિન્હરૂપ આ કાવ્યોનું મ્હારું આ પ્રકારનું દર્શન કેટલાકને દૂરાકૃષ્ટ લાગે તો ભલે; મ્હને એ દર્શન સ્પષ્ટ લાગેછે. અસ્તુ. તો ' સ્રોતસ્વિની ' માંથી લક્ષણદર્શક ઉદાહરણો, ગણતર જ, જોઈ જઈશુંઃ

" રાત્રિકૌતુક " કાવ્ય જુવોઃ—

વિહરણશ્રમ સર્વ નિવારવા,
જ્વલિત અંતરતાપ બુઝાવવા,
સુખદ શાન્તિસુધારસ સિંચવા,
પ્રતિનસે નવં વિક્રમ પૂરવા,
થઈ કૃતાર્થ, મહા યશ મેળવી,
અનવલમ્બન પંથ પૂરો કરી,
શ્રમિત સૂર્ય ભલે સુખ સેવવા
નિવસતો જઈ અસ્ત સમુદ્રમાં.

આ જીવનની દુઃખમય યાત્રામાંથી પરભૂમિના રમ્ય અનુભવો મળવાની શ્રદ્ધાથી એ મરણોન્મુખ માણસ આશ્વાસનોચ્ચાર કરેછે તે સાંભળો:

નહિં જ્યાં સંસારી સહજ પણ દુઃખો રહીં શકે,
નહિં જેની કીર્તિ સુરગુરુ સમા એ કહી શકે,
સુરોની સંગાથે રસભરિત જ્યાં અંતર રમે,
પ્રિયે ! એ સૃષ્ટિમાં ગમન મનને કેમ ન ગમે ?
જવા દે ઉત્સાહીં વિતથ જગમાંથી મન ત્યજી,
પરાનન્દે પ્રીતિ પ્રકટ થતીં ના શોક્ય રમણિ !

"મૃત્યુથી હું ના ડરું, રૂડી ભૂમિ વિશે જવું"—એ શ્રદ્ધાના બળથી પ્રેરિત આ ઉદ્ગારો જે'વા સહજ છે ત્હેવા જ સત્યના પાયા ઉપર રહેલા છે.

આ જીવનના સર્વ વ્યાપારથી વિરક્ત થયેલો મરણશરણ નાયક છેવટે દૃઢ ઉચ્ચારણ કરેછે:

હવે તો શાન્તિથી, વિમળ મનથી, પ્રાપ્ત મરવું,
હવે શાને માટે જડ જગતમાં ધ્યાન ધરવું ?
હવે શાને માટે મરણપળથી લેશ ડરવું ?
હવે શાને માટે પરમપદવૈસુખ્ય વરવું ?

આ શ્લોકમાં 'હવે શાને માટે' એ શબ્દગણની પુનઃ પુનઃ આવૃત્તિ થાયછે. ત્હેમાં પુનરુક્તિદોષ નથી આવતો, પરંતુ હૃદયના ભાવની સબલતાનું ભાન થાયછે. એક માત્ર ક્ષતિ લાગેછે: પ્રથમ ચરણ તે ચતુર્થ ચરણ બન્યું હોત—૧, ૨, ૩, ૪ છે તે ૨, ૩, ૪, ૧ એમ હોત—તો વિચાર અને ઉદ્ગારની શ્રેણિનો ક્રમ સુઘટિત થાત; પ્રથમ ત્રણ પ્રશ્નોને છેવટે "હવે તો શાન્તિથી, વિમલ મનથી, પ્રાપ્ત મરવું" એ નિર્ણય—એમ ક્રમ વધારે ઉચિત લાગેછે.

" એક સ્મૃતિ "—આ કાવ્યમાં કવિના, જીવનસંસારમાં થયેલા વિવિધ સમ વિષમ અનુભવોની વચમાં સહસા અનુભવેલી કાંઇ અવર્ણ્ય દિવ્ય હૃદયાનન્દની સ્મૃતિ જીવનમંત્રરૂપ બનેલીનું વર્ણન સુન્દર અને સગર્ભ શબ્દોમાં કર્યું છેઃ

વિવિધ વર્ષ અનેક વહી ગયાં,
સમયનાં પડ કૈંક ચઢી ગયાં;
કંઇક કષ્ટશિલા હૃદયે પડી,
ઉખડી કૈંક ગઈ, રહી કૈં જડી.
અવનવાં બહુ દૃશ્ય અનુભવ્યાં,
હૃદયને કંઇ રંગ ચઢી ગયા;
કંઇક મિત્ર મળયા, ત્યજી કૈં ગયા,
સ્વજન કૈંક થયા, વહી કૈં ગયા.
કંઇ પળો રમતી સુખની ગઈ,
કંઇ પળો રડતી દુખની ગઈ;
હૃદય કૈંક મળયાં હૃદયે જડયાં,
હૃદય કૈંક હસ્યાં, વળી કૈં રડયાં.
અમિત આશલતા ઉર ઉદ્ભવી,
કુસુમથી, ફળથી, લચી કૈં પડી;
કંઇ વધી પણ વન્ધ્ય રહી ગઈ,
પ્રગટતાં કંઇ ધૂળ વિશે મળી. *

---

* " ઉરવલ્લી ફુલો થકી ત્હોય લચી;
દિન કૈંક ગયા, દિન કૈંક જશે,
લચી તે ન લચી ન કદાપિ થશે. ".

આ ગોવર્ધનભાઈની અમર પંક્તિયોની સંસ્કાર–છાયા અહિં કાંઇક, ઝાંખી ઝાંખી, જણાયછે વારું ? હશે તો પણ કવિતાકલ્પના આ ઠેકાણે નવીન જ છે.

આમ જીવનના ભિન્ન ભિન્ન ઊંચા નીચા માર્ગમાં કરેલા પ્રયાણને એક શ્લોકમાં સમેટીને કહેછે:

કંઇક સંસૃતિયુદ્ધ થઈ ગયાં,
જય પરાજય કૈંક મળી ગયા,
વિપદની વરસી કંઇ વાદળી,
કંઇક સંપદની પ્રકટી ઝડી.

આ બાહ્ય વૃત્તાન્તોનું ચિત્ર; એ વૃત્તાન્તોનું કવિના હૃદયમાં થયેલું પરિણામ બીજા એક શ્લોકમાં ચીતરેછે:

અવનવા અવતાર ઉરે ધર્યાં,
*અવનવા અધિકાર મળ્યા ટળ્યા;*
સહુ મળ્યું, વિરમ્યું, પલટ્યું, ગયું.
હૃદય કૈં પલટાપલટી રમ્યું.

આમ પલટાપલટીના સંક્ષોભમાં ચિરંતન, સ્થિર, આનન્દાનુભવ આપતી એક જ વસ્તુ હતી: "એક સ્મૃતિ"; બેળી વિરલ દિવ્ય આનન્દ પ્રેરતી સ્મૃતિ. તે વિશે હવે કહેછે.

પણ નિરંતર એ પળની સ્મૃતિ
સ્થિતિ સમસ્ત વિશે હતી જાગતી;

એ પળ કેઇ ? પ્રથમ એ પળની આસપાસ રહેલી સ્થિતિ કવિ આલેખેછે:

પ્રખર ગ્રીષ્મ તણા પરિતાપમાં,
વિજન-નીરવ-એ વનવાસમાં;
ઉદયકાળ ન દૂર ગયો હતો,
નભ વિષે રવિ કૈંક ચઢયો હતો;

આ બાહ્ય પ્રકૃતિયે કવિના હૃદયમાં આછા ગુલાબી ભાવરંગ આડયા હતા:

> હૃદયપંકજ કૈં વિકસ્યું હતું,
> નવલ તેજ ગ્રહી હસતું હતું.

આ અનુકૂળ ઉલ્લાસની દશામાં એકાએક

> નવલ કૂજન કૈં શ્રવણે પડયું,
> હૃદયને અડકી હૃદયે સર્યું.
> હૃદયરૂપ બની વિલસી રહ્યું,
> હૃદયના હૃદયે રમતું થયું.

આ કૂજન તે કિયું હશે ? જગત્‌ની નિત્ય વ્યવહારમાં મળતી રુધિર માંસની ઘડેલી કોયલનું કૂજન ? કે આ વચનમાં રૂપકાતિશયોક્તિ જોઈશું અને એ કૂજનને કોઇ દિવ્ય કવિતપ્રેરણા અથવા દિવ્ય આધ્યા-ત્મિક આનન્દના સ્રોતનો પ્રવાહ એમ ઉદ્દિષ્ટ માનીશું ?–હું ખાત્રીથી કહી સકતો નથી. પરંતુ હાડકાં ચામડામાંરુધિર માંસ ભરેલી સજીવ કોયલ જ હશે એ તર્ક તરફ હું વધારે વળુંછું. પછી હેમાં બીજા પક્ષમાં સૂચવેલા અનુ-ભવનો ધ્વનિ સાંભળવાને બાધ નથી.

એ પળની સ્મૃતિ કવિના હૃદયમાં, જીવનમાં, સ્થાયિરૂપે છપાઈ ગઈ તે સુભગ શબ્દોમાં આપણને સંભાળાવેછે;

> મધુર એ સ્વર, એ પળ હર્ષની,
> પ્રણયપુણ્ય સુધારસ વર્ષતી,
> શ્રવણમંગલ શોભન એ શ્રુતિ,
> શકુનરૂપ સુભાગ્યસરસ્વતી.

( અહિં સુભાગ્યસરસ્વતી એ શબ્દ વડે 'કૂજન'નો અર્થ બંને પક્ષનો કાંઇક જણાયછે ખરો ? ) –

હૃદયથી પળ એક ન એ ખસી,
ન થઈ જીર્ણ, ન મંદ દીસે જરી;
સકળ માનસનાં પડ વીંધતો
સતત એ સ્વર ઉપર આવતો.

બાહ્યસ્થ જડ સંબન્ધ બતાવતું હૃદયાભ્યન્તર પરિણામ વળી કહેછેઃ

ભવ તણા પરિતાપ ભૂલાવતો,
અવનવું ઉરને બળ આપતો,
અતિ મનોહર જીવનમંત્ર એ,
વિધિવિનિર્મિત અંતરતંત્ર એ.

એ સ્મૃતિની–ગ્રીષ્મ કાળના સંતાપમાંથી એકાએક પ્રગટ થયેલા, ઉરને શીતલતા અર્પતા, કૂજનની સ્મૃતિની–અદ્ભુતસુખદાયિની શકિત છેવટના શ્લોકમાં બતાવાઇછે.

હૃદયમાં રસ એ સ્મૃતિ વર્ષતી,
કઠિણ કંકર સત્વર ગાળતી,
ચરણનો શ્રમ નિત્ય નિવારતી,
નિકટ દિવ્ય નિકેત બતાવતી.

"દિવ્ય ધામ સમીપ છે" એ ભાવ ઉરમાં પ્રેરતું કૂજન જડ કોકિલા-નું તેમ જ એ કોકિલા જેનું પ્રતિબિમ્બ છે હેવી દિવ્ય ઊર્મિનું પણ ખરું એમ માનવાનું મન આખર થાયછે. "સૂકા વેરાનમાં કોયલ" સાંભળીને

તો હું માગું આજ કોકિલા ! તુજ દિવ્ય પ્રભાવ અપાર;
તન્મય કરય તુજ સત્ત્વસંગે મ્હારું જડ હૃદય આવાર
પ્રેરી દિવ્ય હુહ્હુહુકાર;

જેથી એ લીલું કુંજ બની રહે સૂકા ભવરાન મોઝાર,
કવિત કોકિલા માંહિ વશી રેલે અવિરત ને સુખકાર
તુજશો મધુર હુહૂ હૂહુકાર. *

આમ કરેલી પ્રાર્થના જેવા ભાવ આ કાવ્યમાં નવીન કલાવિધાનથી પ્રતિબિમ્બિત થયા જણાયછે.

આ કાવ્યસંગ્રહમાંનાં 'સુદામા' 'સુરદાસ' જેવાં જુદા જ વર્ગનાં કાવ્યોને બાજૂ ઉપર મૂકીશું. માત્ર બીજા એક વર્ગનું દર્શન ઝડપથી કરીશું: આધુનિક હિન્દુ સંસારના જીવનમાંથી સૌન્દર્ય, માધુર્ય અને આકર્ષણના અંશોથી શોભિત ચિત્રાવલી ઉપસ્થિત કરનારાં કાવ્યોનો એ વર્ગ છે. હેમાં સ્વદેશપ્રેમે પ્રેરેલા કવિની વાણી "સૌરાષ્ટ્ર સુન્દરી" કાવ્યમાં અસાધારણ ઊર્મિપ્રવાહમાં ધસતી જણાયછે:

રસપૂરિત રાસ વિશે રમતી,
દઈ તાલ પરિક્રમથી ફરતી,
રસ ગાન વડે જગ રેલવતી,
કલકંઠ થકી કકુભો ભરતી,

"ગરબે રમવાને ગોરી નીસરી રે લોલ" અહિં આલેખીછે, તે રસના ઉલ્લાસમાં જોસભેર ગરબે ફરતી, તાળી પાડતી, કલકંઠથી કોકિલા જેવી દીપતી, આનન્દવિહારિણી આપણી નજર આગળ ખડી થાયછે.—પણ આ સ્થિતિ માત્ર ગરબાના પ્રસંગ સાથે જ. બાકીના જીવનમાં તો 'મલ્હાન'-ના મધુર બન્ધનમાં જ પૂરાયલી સૌરાષ્ટ્રસુન્દરી ચીતરીછે.

જનતાં મહિં મૌન મુખે ધરતી,
રસ કૈંક અલૌકિક ઉદ્ભવતી;

* "હૃદયવીણા" પૃષ્ઠ ૧૧૪

વાચાળતામાં વડાઇ માનનારી આ જમાનાની લલના આ ન્હોય; હેનું મૌન ઉલટું અધિક રસવાહક.

ગુરુવર્ગવિલોકનલાજવતી,
વપુથી વપુ માંહિ સમાઈ જતી.
અબલા તનનું અવગુંઠનથી
કંઇ ગોપન વિભ્રમમાં કરતી.

શણગટ તાણીને, ઘુંઘટપટથી મુખચન્દ્ર સંતાડતી, સુન્દરીની આ 'લાજ કાઢવાની' કળામાં પણ માધુર્યદર્શન કરનાર કવિ આપણને ક્ષણવાર એ માધુર્યના ભક્ત બનાવી દેછે.

સખીવૃન્દ વિશે મૃદુ ગુંજનથી,
દગથી, શિરથી, કરથી વદતી,
હળવે હળવે જતી હંસ ગતિ

સૌરાષ્ટ્ર સુન્દરીનું દર્શન કરીને આપણે રસપાન કરિયે છિયે એટલામાં તો

પથ મધ્ય ગુરુજનને નિરખી
ત્હઈ પૃષ્ઠ સલજ્જ તીરે તરતી

જ્યહારે આપણે જોઇયે છિયે ત્યહારે એ 'લજ્જા' ને પણ મર્યાદા હોય કે નહિં ? સુન્દરીના સંમુખ દર્શન કરતાં પૃષ્ઠદર્શનમાં વધારે આકર્ષણ હશે કે શું ? વગેરે વિનોદપ્રશ્નપરંપરા પ્રગટ થાય તો ક્ષમ્ય ગણાય. છતાં આ ચિત્રમાં પણ માધુર્ય જોવાની રસિકતા સ્વીકારીશું.

અતિથિસત્કાર, ગૃહકાર્યદક્ષતા, ઇત્યાદિ લક્ષણોનો રંગ ચર્ચ્યા પછી કવિ સૌરાષ્ટ્ર સુન્દરીને

વિભુના કરની વર વાંસલડી,
જગ કાનન કૂજતી કોયલડી,
પ્રણયામૃત વર્ષતી વાદલડી,
શીળી સંસ્કૃતિની પથછાંયલડી

કહેછે ત્યહાં સુભગ શબ્દોમાં, સુભગ લક્ષણોનો, સંક્ષિપ્ત સંગ્રહ આપણને મુગ્ધ બનાવી દેછે.

સુરનારીશી સોરઠસુન્દરી એ,
મૃદુભાષિણી ભવ્ય રસે ભરી એ,
ભુવિ ભારતભૂષણ ભાગ્યવતી,
નરલોક વિશે ઇતરત્ર નથી.

એ ઉમળકાભેર કરેલી સ્તુતિને આપણે સમભાવથી વધાવીશું.
પતિપરાયણા પત્નીને પૂજનારા પતિનાં સ્તુતિ, ઉપકાર ઇત્યાદિ ભાવોદ્ગાર કરતું 'ગૃહિણી' કાવ્ય; સાસરેથી આવેલી પિયરમાંની મુખ્ય દેવી માતાને ભેટતી પુત્રીનો મહિમા

પડળ સ્વાર્થ તણું દગથી ખસે,
મલિનતા મનની મનુજો તજે,
હૃદય નિર્મળ તો પ્રણયે ભર્યું
જગત જોઈ શકે દુહિતા તણું.

એ અન્તિમ શ્લોક વડે ગાતું 'દુહિતા' કાવ્ય;

સુધાથી સીંચેલી અમ ગગનચંદા વહી ગઈ,
હસાવીને થોડા દિન, રુદન અંતે દઈ ગઈ,
અતિથિની પેઠે મિત સમય સંગે રહી ગઈ,
વિધિની દીધેલી વિધિવશ અરેરે થઈ ગઈ !

હૃદયદ્રાવક શબ્દો અને હેવા બીજા ઉદ્‌ગારો વડે સાસરે વળાવેલી પુત્રી વિશે પિતાના ઉરના ઉદ્‌ગારો વેરતું 'પુત્રીપ્રયાણ' કાવ્ય; સાસરામાં વશેલી, પૂરાયલી, યુવતિના હૃદયમાં પિતા માતા વગેરે બન્ધુજનો તરફ ત્હેના હૃદયભાવ આર્દ્રતાભરી વાણીમાં વર્ણવતું 'પિયર' કાવ્ય:—એ અને હેવાં બીજાં કાવ્યો જુદા જ વર્ગમાં મૂકાશે. એ કાવ્યોની વિષયચૂંટણી, રચના તથા વિચારશૈલી ઇત્યાદિ લક્ષણો બીજાં છ વર્ષે પ્રગટ થયેલી 'રાસતરંગિણી'નાં ઘણાં કાવ્યોની સાથે એક વર્ગમાં મૂકાય એમ છે. એ સંગ્રહને અડકવાની પૂર્વે

## નિર્ઝરિણી

એ કાવ્યસંગ્રહનું ત્વરિત દર્શન કરી લઇયે. વિસ્તારથી ચર્ચા માટે અવકાશ નથી. આ સંગ્રહમાં બોટાદકરની અન્યોક્તિ અતિવિરલ થાયછે, માનવ સંસારને, હૃદયભાવનાં સંચલનોને ઇત્યાદિ વિષયોને છેડતા વાદ્યધ્વનિ વિશેષ બળમાં સંભળાયછે. ભાષાની પ્રૌઢિ, વિચારની ગમ્ભીરતા ઇત્યાદિ લક્ષણો પ્રકટતર નજરે પડેછે, "કલ્લોલિની"નું મુગ્ધાપણું 'સ્રોતસ્વિની'નું મધ્યાપણું આપણે જોયું, તો આ 'નિર્ઝરિણી'માં પ્રૌઢાપણું દેખાયછે. ભાષામાં સંસ્કૃત શબ્દો અને સમાસોનો ભર એક કાવ્યમાં તો પ્રબલતર આવેછે;—'રાસ' નામના કાવ્યમાં:

મલિન શેવાળના સહજ અપસરણથી<br>
સ્વચ્છ સોહંત સરસી સમાણું,<br>
ચલિત કરભંગ, દગમીન તરલિત થતું,<br>
મધુર મંડળ મચ્યું ભાવભીનું.<br>
દૂરતરબાલરોદનશ્રવણસંભ્રમા<br>
સકળ સહિયર તણો સંગ છોડી,

ભવ્ય વાત્સલ્યભરી અજબ ઉત્કંપનથી
ચપલગતિ ઘર જતી કોઇ દોડી.
હૃદયપીયૂષ સમ પાનથી પોષતી,
શયિતસુતવદન પર દૃષ્ટિ દેતી,
આવી ઊતાવળી, શીઘ્ર સખીમાં મળી,
સ્વર તુરત મધ્યથી ઝીલી લેતી.

આ સુન્દર ચિત્રમાં, ગરબાની રમઝટની વચમાંથી પોતાના શિશુનું રુદન સાંભળીને તરત મંડળમાંથી વેગથી દોડી જઈ, શિશુને સ્તન્યપાન કરાવીને પાછો ઊંઘાડી દઈને વાત્સલ્યભાવભીની દૃષ્ટિથી ઝડપથી જોઈને પાછી મંડળમાં ભળી જઈ અડધેથી ગીત ઝીલતી યુવતી આકર્ષક બનેછે તે આકર્ષણને ભારે સંસ્કૃત શબ્દો અંતરાયરૂપ તો નથી જ બનતા; "દૂરતર બાલરોદનશ્રવણસંભ્રમા' જેવો લાંબો સમાસ, એ જ કાવ્યમાં 'તાલકૃત-લાલિમાલસિતકરતલવતી' જેવો ભારભર્યો છે છતાં અર્થબોધને નડતર આણે હેવો છેક નથી; તોપણ 'સુખદુઃખસરિદ્યુગસંગમમાં' એ સમાસ રા. મોહનલાલ પાર્વતીશંકર દવેને 'કુસુમમાળા'ના 'અભિનન્દનાષ્ટક' કાવ્યમાં ( પ્રથમ આવૃત્તિમાં ) કર્ણકટુ લાગેલો પછીની છઠ્ઠી આવૃત્તિમાં 'સરિત'ને બદલે 'નદી' મૂકીને ભાર ઓછો થયા છતાં સમાસની દીર્ઘતાથી ઘણાકને ભયંકર લાગતો હશે, તેમ બોટાદકરના આ સમાસો પણ વખતે ભીષણરૂપ ભાસે ખરા.

પરંતુ આ સંગ્રહમાંનાં કાવ્યોના કવિત્વગુણોનું આકર્ષણ આપણે જોવાનું છે. છૂટાંછૂટાં કાવ્યો લઇને ગુણદર્શન કરવું અસ્થાને થશે. માત્ર ગણતર કાવ્યો જ જોઈશું:

**"આવળનાં ફૂલને"**—આ કાવ્યની પ્રેરણા પરોક્ષ રીતે વર્ડ્સવર્થના The Daffodils કાવ્યમાંથી આવેલી સ્પષ્ટ લાગેછે. તૃણશૂન્ય સૂકી

ગિરિભૂમિમાં **શોલાપુર** જિલ્લાના **માળશિરસ** તાલુકામાં કરેણાનું યૂથ નજરે પડતાં The Daffodils કાવ્યના હૃદયમાં પડેલા સંસ્કારો જાગૃત થયા અને ' કુસુમમાળા 'ના કવિને રૂપાન્તરમાં ' કરેણા ' કાવ્યની પ્રેરણા થઈ, તેમ જ બોટાદકરને આ 'આવળના ફૂલને' કાવ્ય પ્રાદુર્ભૂત થયું હશે. પરંતુ અંગ્રેજી સાહિત્યનો સંપર્ક નહિં છતાં આમ કેમ બન્યું હશે ?

ત્યાં સુંદર સમુદાય તમારો ઉર આકર્ષે,
શો વધતો વિસ્તાર હીંચતો અવિરત હર્ષે !
દૂર, અતિશય દૂર સુધી પથરાઈ રહેલાં,

એ આવળનાં ફૂલનું દર્શન અને

They stretched in never-ending line
Along the margin of a bay;
Ten thousand saw I at a glance
Tossing their heads in sprightly dance.

એ વર્ડ્સ્વર્થને થયેલું Daffodils નું દર્શન લગભગ બિમ્બ પ્રતિબિમ્બનું રૂપ ધારણ કરેછે.

હીંચો વ્હાલાં બાળ ! અનિલ લહરી ઉપજાવો !
મુજ અંતરને એમ નવલ કૈં નાચ કરાવો !

એ ઉદ્‌ગાર પણ

And then my heart with pleasure fills,
And dances with the daffodils.

એ વર્ડ્સ્વર્થના હૃદયોલ્લાસ જોડે હેવા જ પ્રકારનો સંબન્ધ દેખાડેછે.

" **તન્મયતા.** "—આ સાદી રસિકતા ઝરતા કાવ્યમાં સ્વતન્ત્ર ભાવ અને કલ્પનાનું સૌન્દર્ય નિઃસંશય છે. છતાં હેનું મૂળ પરોક્ષ રીતે વર્ડ્સ્વર્થ-

ના the Reaper કાવ્યમાં દેખાઈ આવેછે; વર્ડ્સ્વર્થને સ્કૉટલૅંડની હાઇલૅંડમાંની કન્યા એકલી ઘાસ કાપતે કાપતે મધુર ગાનપ્રવાહ ચલાવતી આકર્ષણ કરેછે; બોટાદકરને " કંઇક દૂર કૃષીવલકન્યકા મધુર ગાન અહી કરતી અહા ! " એ આકર્ષતી જણાયછે. વર્ણનાદિકમાં અલબત બંનેમાં ભેદ આવેછે. પણ,

> I listened motionless and still;
> And as I mounted up the hill,
> The music in my heart I bore
> Long after it was heard no more.

એ સંક્ષિપ્ત વાક્યોમાં અંગ્રેજ કવિ એ ગીતનાદની સમાપ્તિ પછી પણ ચિર ધ્વનિરૂપે શાશ્વતતા સૂચવેછે તેમ જ ગુજરાતી કવિ

> થઈ સમાપ્તિ મતિ ગણતી હતી,
> પણ શકે ઉર ના દઈ સંમતિ;
> હજુ મનોહર ગાન રહ્યું વહી,
> શ્રવણ સ્પષ્ટ રહ્યા હજુ સાંભળી.

એ શબ્દોમાં અશ્રુત ગાનનું શ્રવણ બતાવીને એ જ ભાવ દર્શાવેછે; પરંતુ અંગ્રેજ કવિ જ્યહાં અટકેછે ત્યહાંથી આપણો ગુજરાતી કવિ એ કલ્પનાને નવીન અને વિવિધ રૂપે અને સુન્દર વિચારના પલટા વડે સુન્દર ખેલમાં રમાડેછે:

> અનિલને શીખવી ગઈ ગાન એ,
> પુનિત પાઠ નિરંતર જો કરે !
> વિહગના સ્વરમાં સ્વર એ મળ્યો,
> તરુ તણા પ્રતિપત્ર વિશે વસ્યો.

ઘર ભણી દિન અસ્ત થતાં વળું,
વિમળ એ સઘળે સ્વર સાંભળું;
રજનિ આવતી એ હૃદયે ધરી,
તિમિરમાં પણ એ જ રહ્યા તરી.
શશિસુધા સહ એ વરશી રહ્યા,
ઉડુસુખે પણ એ ચમકી રહ્યા;
વદતી એ જ વહી ગઈ શર્વરી,
અજબ આવી ઉપા સ્વર એ ગ્રહી.

નિવસતો જઈ ક્ષેત્ર વિશે ફરી,
મનુજ કોઇ પડે નજરે નહિં;
અચલ એકલ ગાન રમી રહ્યું,
ગગનગુંબજને ગજવી રહ્યું.

આ નવીન અંશમાં ખોટાદકરે ગીતપ્રવાહના સૌન્દર્યાનુભવનું, હેના સંસ્કારના ઝણઝણાટના સ્થાયી સ્વરૂપનું, પોતાના અચલ એકલ ગાન વડે સજીવ વર્ણન આપણને આપીને હેમના કવિત્વધ્વનિને અચલ એકલ ગાનરૂપ બનાવી દીધાછે.

આ બે કાવ્યમાં પ્રેરણાનું મૂળ અને વિચારશૈલીનું સ્વરૂપ પાશ્ચાત્ય સાહિત્યમાંથી શી રીતે આવ્યાં હશે ? ખોટાદકરને અંગ્રેજી સાહિત્યનો પ્રત્યક્ષ પરિચય નહોતો. તર્કનો જ આશ્રય લેવો પડશે. હ. હ. ધ્રુવની સાથે સાક્ષાત્ સમાગમ ખોટાદકરને નહોતો. ઈ. સ. ૧૮૯૮ની પૂર્વે રા હ. હ. ધ્રુવના “ચન્દ્ર” નામના માસિકમાં ‘કલાપી’ ની કૃતિયો જોઈને દલપતશાહી શૈલી કરતાં નવીન શૈલીમાં વધારે સ્વાતંત્ર્ય વધારે કુદરતીપણું લાગવાથી એ શૈલી ઉપર લખવું ખોટાદકરે શરૂ કર્યું હતું અને ( આપણે પાછળ કહી ગયા છિયે કે )

ઈ. સ. ૧૮૯૫ કે ૧૮૯૮માં 'પ્રેમને સત્કાર' નામનું કાવ્ય બોટાદકરે અચકાતાં અચકાતાં 'ચંદ્ર'માં પ્રગટ થવા માટે મોકલ્યું, હ. હ. ધ્રુવે પ્રોત્સાહક નોંધ સાથે પ્રસિદ્ધ કર્યું;—આમ રા. ભાઇ અમૃતલાલ હાણી મ્હને માહિતી આપેછે. (હું ધારુંછું કે 'કલાપી'ની કૃતિયો વાંચવાની પૂર્વે 'કુસુમમાળા' નો સંપર્ક બોટાદકરને થયો હશે અને નવીને શૈલીની કૃતિયો રૂપે ફલીભૂત એ સંપર્ક પણ થયો હોય; 'કરેણ' અને 'આવળનાં ફુલને' એ બે કાવ્યોની સરખામણી ઉપર કરી તે ઉપરથી જણાશે.) મુંબાઈમાં બોટાદકરનો નિવાસ હતો તે અરસામાં હ. હ. ધ્રુવ મુંબાઈ આવેલા ત્હારે એક વાર હેમણે બોટાદકરને મળવા બોલાવેલા; પરંતુ "કાંઇ પણ અંગ્રેજી ના જાણનાર વાણિયા જેવા વેસ વાળો, અસંસ્કારી હું ત્હેમની કને શું જાઉં ?" એમ કરીને મળવા ન જ ગયા. ત્હારે The Reaper કાવ્યમાંથી આવેલી પ્રેરણા ક્યહાંથી મળી ?—એ પ્રશ્ન અનુત્તર કોયડા જેવો જ રહેછે. આ સામ્ય આકસ્મિક તો નથી લાગતું.

વળી "પ્રવાસ" નામના કાવ્યમાં સ્ત્રીપુરુષના જીવનપ્રવાસનું રસમયું વર્ણન છે ત્હેમાં

ઉચિત સમયે ન્હાની નૌકા ધરી લઈ સાગરે
મધુર હસતાં આશાઘેલાં ધસ્યાં સખિ આપણે;

એમ ઉલ્લાસમાં પ્રયાણ આરમ્ભીને ચાલેલા જોડાને

સફર વધતાં ઊંડાં ઊંડાં ગયાં જળ આવતાં

* * *

* * *

પવન પણ કૈં વાતો ધાતો વધુ વધુ વેગથી;

તટ નિકટની ના દેખાયે મનોહર માછલી,
ગિરિસમ વડા × ગ્રાહો વીંટી વળ્યા સહુ પાસથી;

હાવો ભયપ્રદ અનુભવ થવા છતાં, ધૈર્ય આપનારા પ્રકારોમાંનો એક પ્રકાર કવિયે વર્ણવ્યોછે તે ધ્યાન ખેંચેછે:

અહિં તહિં કંઇ આવે વચ્ચે સુશોભિત ટાપુઓ
ઘડી શરણથી શાન્તિ દેતા સુમિત્રસમા અહો

જેમકે

Many a green isle needs must be
In the deep wide sea of Misery,
Or the mariner, worn and wan,
Never thus could voyage on
Day and night, and night and day
Drifting on his weary way;

એ શેલીની સુપ્રસિદ્ધ પંક્તિયોમાંની આરમ્ભની બે પંક્તિયોમાંના વિચારનું આછું આછું પ્રતિબિમ્બ અહિં જણાયછે. અલબત પ્રથમ કહેલાં બે સામ્ય કરતાં આ સામ્ય ઘણું આછું જ છે. પણ એ માન્યતા તો ખસે એમ નથી કે બોટાદકરને વર્ડ્સવર્થનાં (અને શેલીનાં) ઉપર સૂચવેલાં કાવ્યોનો પરોક્ષ સંપર્ક કોઇયે કરાવ્યો હશે.

---

× 'ગ્રાહ', નો અર્થ અહિં 'મગર' લેવાથી અર્થ નથી બેસતો; બધી પાસથી મગર વીંટી વળે એ સ્થિતિ અસંભવિત છે; તેમ જ ખારા સમુદ્રમાં મગર વસતા પણ નથી; અહિં હોડીને ગ્રાસ કરી લેનારા ભયંકર સમુદ્રના ઉચ્ચ તરંગો–એમ અર્થ સંભવેછે.

'બુદ્ધનું ગૃહાગમન,' 'ઊર્મિલા, 'કાદમ્બરીને,—એ કાવ્યત્રિપુટીમાં સુમાન અંશ હું એક જોઉં છું: પ્રાચીન સંસ્કૃત સાહિત્યમાંના કથાભાગમાંથી હૃદયસ્પર્શી સંજોગોને વિષય તરીકે લઈને હેમાં દીપ્તિ પૂરનારા માનવહૃદયના ઉચ્ચ, ગમ્ભીર, અને અલૌકિક ભાવનું આલેખન, સમર્થ લેખની વડે આલેખન. 'કાદમ્બરીને' એ કાવ્યમાં કૌમારવ્રતની પ્રતિજ્ઞાનો ભંગ કરાવનાર વિશ્વવિજેતા—કામ નહિં પણ કામનો વેશ ધરતા—પ્રેમનો વિજય દર્શાવ્યોછે. મહાશ્વેતાને અર્થે કૌમારવ્રત સેવવાની વિષમ પ્રતિજ્ઞા—'પણ'—તૂટવામાં રહેલું માધુર્ય કેવળ બુદ્ધિવિષયક મનોનિગ્રહને ઊતારી પાડેછે, તે કવિ બે સુભગ પંક્તિમાં બતાવી દેછે:

"મીઠી મજા પરવશે 'પણ' તૂટવાની!
ને બુદ્ધિજન્ય સહુ બન્ધન છૂટવાની."

પ્રેમનું અન્ય સર્વ ભાવ ઉપર સામ્રાજ્ય કવિ એ જ રીતે બે પંક્તિમાં સ્થાપેછે:

"શું પ્રેમનો પ્રબલ એ વિલસે પ્રભાવ?
જે'ને અધીન હૃદયસ્થિત સર્વ ભાવ!"

"ઊર્મિલા" કાવ્યમાં આજ સૂધી કવિ સ્તુતિનો વિષય ના બનેલા ઊર્મિલાના સ્વાર્થત્યાગને આગળ પાડીને કવિયે અપૂર્વ સેવા કરીછે.

"ગુણો ના કૈં ગાયા કવન મહિં તારા કવિજને,
ન સંભારે આજે સહૃદય હૃદયે કો પણ તને."

× × ×

"સ્વાર્થ ત્યાગ નહિં તારો વિશ્વ આ સમઝી શક્યું;
આક્રન્દો ગુપ્ત હૈયાના એ નહિં સાંભળી શક્યું."

આમ પૂર્વગત કવિયોની ઊનતા પૂરી પાડવાને આપણા કવિ આગળ આવેછે,–વિનયથી પણ દૃઢતાથીઃ

> " ભવતુ ! ભવતુ ! દેવી ! વિશ્વ છો ને વીસારે,
> પણ સુરગણ ત્હારી નિત્ય કીર્તિ ઉચારે !
> નહિં જગમહિં ત્હારી મૂર્તિ કો સ્થાન માંડી,
> પણ પ્રણયી જનોના જીવ સાથે જડેલી.
> સહૃદય જન ત્હારા સદ્ગુણો નિત્ય ગાશે,
> રુદન હૃદયકેરું સાંભળી સંગ રોશે,
> ક્ષણ સ્મરણ કરીને આંસુઓ પાડશે એ
> રસભરી કવિતાને એમ ઉદ્ભાવશે એ. "

ખરે રસભરી કવિતા આમ ઉત્પન્ન થઈ જ છે.

પરંતુ આ કાવ્યત્રિપુટીમાં–અને માનવ હૃદયના ઉદાત્તભાવનું દર્શન કરાવતાં સર્વ કાવ્યોમાં–ઉત્તમ સ્થાન તો " **બુદ્ધનું ગૃહાગમન** " એ કાવ્ય જ લેછે. એ કાવ્યમાં આલેખેલો પ્રસંગ કવિયે સમભાવ અને કલ્પના એ યુગ્મથી પ્રવૃત્ત થયેલી પોતાની જ પ્રતિભા વડે ઊપજાવી કાઢયો-છે. **એડિવન આર્નોલ્ડે** Light of Asia માં એ પ્રસંગ જુદા, હૃદયસ્પર્શી પણ જુદા, આકારમાં ચીતર્યોછે. **અશ્વઘોષે** " બુદ્ધચરિત " માં આ પ્રસંગ યોજ્યો જણાતો નથી;–જો કે **એડિવન આર્નોલ્ડના** મહાકાવ્યનો પાયો કેટલેક અંશે **અશ્વઘોષ** ઉપર છે;–હેમણે અન્ય સ્થળેથી અથવા તો પોતાની સ્વતંત્ર કલ્પનાથી એ રસપ્રસંગ ઊપજાવ્યો હશે. બુદ્ધચરિતના અંગમાં મ્હેં રચેલાં ભાષાન્તરોના અનુસંધાનમાં **બોટાદકરના** આ હૃદય-વેધક કાવ્યને એક સુભગ અનુપૂર્તિ તરીકે હું આનન્દ અને ગુણદર્શનથી વધાવી લઉં છું. બુદ્ધચરિત સંબન્ધી કાવ્યસમુદાયમાં આ **બોટાદકરની** કૃતિ આકર્ષક રસસ્થાન લેશે. ક્ષણભર એ કાવ્ય ઉપર થોભીશું. બુદ્ધ **સમ્માસંબુદ્ધ** અવસ્થા પ્રાપ્ત કરી ચૂકયોછે એટલે

કૃપાપીયૂષેથી નિજ ઉરમહાસાગર ભરી,
સહુ સંકષ્ટોનું સરલ સહજે ઔષધ ગ્રહી,
નવા જ્ઞાનાદિત્યે જડ જગત કેરૂં તમ હરી,
સુબોધે સૃષ્ટિના રુદિત ઉરનું સાન્ત્વન કરી,
પ્રયત્નોનું પ્રૌઢું મુદિત મનથી સત્ફલ લઈ:—
અહો ! જો ! એ આવે યતિકુલમણિ બુદ્ધ અહિંઆં !

નગર સમીપ આવતાં હૃદયમાં ગૃહ સંબન્ધી આર્દ્રભાવના અંકુર ફૂટવા માંડેછે; નગરમાં પ્રવેશ કર્યા પછી એ પૂર્વાશ્રમનાં મૃદુભાવ પ્રેરતાં ચત્રો સ્મરણપટ ઉપર ચીતરાયછે:

" એ એ વ્હાલું ગૃહ જનકનું તાતને ! માત વ્હાલાં !
એ વ્હાલી કૈં હૃદય રડતી ! પુત્ર ને મિત્ર પેલા ! "

આ ઉપરાંત હૃદયને વિશેષ પીગળાવતું સ્મરણ ઝબકેછે:

" આવી ઊભા સ્મૃતિપટ પરે પૂર્વના સૌ પ્રસંગ;
ને છોડેલો રજનિસમયે વ્હાલીનો શીઘ્ર સંગ. "

સ્નેહી જનોનાં રાંકડાં હૃદયો દૂભાવ્યાં,– એ વિચારથી નયનમાં આંસુ આવેછે, કંઠ રૂંધાઈ જાયછે; હૃદયની રાણી યશોધરાનો વિચાર આવેછે:

" કેવાં કષ્ટો પ્રિય વિરહનાં વ્હાલીએ હાય ! વેઠ્યાં !
શા આલમ્બે યુગસમ વડાં એ હશે વર્ષ કાઢ્યાં ? "

એ વિચારમાળા મગજમાં ફેરવતો ફેરવતો સ્તબ્ધવત્ ધ્યાનમગ્ન બુદ્ધ નગરજનના શોરથી ઝબકી ઊઠેછે; એકાએક યશોધરાનો મહેલ નજરે પડે-છે, તે સાથે જ

" વિશ્વને ભૂલતો ચાલ્યો, અંતરે કૈંક કંપતો. "

યશોધરા દ્વારમાં પુષ્પમાળા ધરીને ઊભી છે; નયનમાં આવી જતાં આંસુ રોકતી, પ્રિયને શા સંબોધને બોલાવું ? એ પ્રશ્ન હૃદયમાં ઘોળતી,

જોતી નાથ ભણી, ઘડી શરમથી ને નેત્ર મીંચી જતી,

ઊભી છે. બુદ્ધ—બુદ્ધ ? ના, ક્ષણભર પ્રિય પત્નીનો પતિ—દોડતો આવીને પત્નીને પગે પડયો. ', હાં, હાં, વ્હાલા ! " શબ્દોચ્ચારથી પત્નીએ રોકયો અંતે સાવધાન થઈને બુદ્ધ—પતિ બુદ્ધ—બોલેછે:

ક્ષમા દેજે દેવિ ! કંઇક અપરાધો તુજ કર્યા,
વડા વજ્રે ચીર્યું ઉરકુસુમ આ કોમળ અહા !
ત્યજીને સૂતેલી કઠિન બની દૂરે વહી ગયો,
દયાળુ આત્મા એ તુજ પર ખરે નિર્દય થયો !
હજારો સંતાપો સુદૃઢ હૃદયે તું સહી શકી,
અને જોતી મ્હારો પથ, ધૃતિ અનેરી ધરી શકી.

આ કારણથી પોતાના તપ કરતાં યશોધરાનું તપ સવિશેષ ચઢિયાતું ગણેછે:

" અમૂલો એ ત્હારો સરલહૃદયે ! સંયમ ખરો,
મહાયત્ને યોગી થકી પણ ન જે સાધિત થયો. "

બંનેનાં તપમાં ફેરક માત્ર એક જ:

યોગી હું વનમાં બન્યો, ઘર વિશે તું હા ! બની યોગિની.

માટે જ

" વ્હાલી તું હતી પૂર્વ, ને હૃદયથી વ્હાલી વિશેષે હજી "

આ શું ? આટઆટલાં કષ્ટોથી સંચિત કરેલું તપ, ' વ્હાલી ' કહીને, વ્હાલીપદમાં પત્નીને સ્થાપીને, બુદ્ધ ભગવાન્ ખોઈ નાંખેછે ?—ના; પોતે જ ખુલાસો આપેછે:

" વ્હાલું વિશ્વ સમગ્ર આ હૃદયને, વ્હાલાં પશુ પક્ષીઓ,
વ્હાલાં બાળક, વૃદ્ધ ને તરુણ સૌ સૃષ્ટિ તણાં માનવો;
તો વ્હાલી નહિં કેમ તું સખિ ! મ્હને સાધુત્વથી શોભતી,
વ્હાલીના જ વિશેષણે ઉર ચહે સંબોધવા સ્નેહથી. "

આ સ્નેહનાં મૂળ શરીરથી પર છે, હૃદયગુણમાં છે; પત્ની કને ક્ષમાની ભિક્ષા બુદ્ધ કેમ માગેછે ?—જે અગાધ દયાનું રત્ન બુદ્ધને જગતનાં સર્વ દુઃખોના નિવારણાર્થ જડયું; હેણે

" દયાનાં દિવ્ય કૈં સૂત્રો ધ્યાનથી જે અનુભવ્યાં ";

એ સૂત્રોના આર્દ્રતાભર્યાં

" સાક્ષાત્કાર ખરો ત્હારે અંતરે નેઉં છું અહા ! "

પોતાનામાં પ્રગટ થયેલા દયાગુણનું સાર્થક્ય શેમાં ? નીરસ સંન્યાસમાં ?—ના:

" ભલે હું સંસારી મટી પ્રબળ ત્યાગી બની ગયો,
પરંતુ એ ઊંચા પ્રણયપથથી ના ખશી ગયો. "

ઉંચો પ્રણયપથ—એ યાદ રાખવાનું છે—હેને માટે જ એ ઉચ્ચ પથને વળગી રહેવું તે કર્તવ્ય દર્શાવવા કહેછે:

" ચળું જો એથી તો ઘટિત નહિં બુદ્ધત્વ મુજને ".

કારણ ? બુદ્ધ એટલે દયાસાગર, અને અર્થાત્ એ બુદ્ધનું

" દયાથી પૂરેલું નહિં પ્રણયહીણું ઉર રહે. "

કેમકે, દયાનું બીજ પ્રેમમાં જ છે. **દયાક્ષમાશાન્તિ** વિશેના વ્યાખ્યાનમાં મ્હેં ઈ. સ. ૧૮૯૧–૯૨માં **દયાનું** લક્ષણ **સમભાવજનિત હૃદયની આર્દ્રતા** એમ આપીને **સમભાવ** તે **પ્રેમની** એક પ્રવૃત્તિ ( function ) છે, ઇત્યાદિ પરીક્ષણ કરીને બતાવ્યું હતું કે **દયાનું** બીજ **પ્રેમ**માં છે. મ્હેં જે શુષ્ક, બુદ્ધિપરાયણ ચર્ચામાં દર્શાવ્યું હતું તે **બોટાદ**કરની રસિક પ્રતિભા એક ઝણકારામાં ઝીલી લેછે અને કવિત્વવચનનમાં કહેછે:

" **દયા ને પ્રેમનો વ્હાલી ! ના વિશ્લેષ બની શકે** "

આ સિદ્ધાન્ત સ્થાપીને વિશેષમાં કહેછે:

" સ્વીકાર્યો ત્યાગ મ્હેં વ્હાલી ! સ્વાર્થ ને મમતા તણો;
વિશ્વબન્ધુત્વનો ક્યારે ત્યાગ ના સુગતે કર્યો. "

એ બન્ધુત્વ પ્રેમ વિના સંભવે જ નહિં.

અંતે વ્હાલી યશોધરાની પાસે હેને દૂભવ્યાથી કરેલા અપરાધનું દુ:ખ બતાવીને બુદ્ધ વળી પત્નીના આત્માને પોતાના આત્મામાં આશ્લેષમાં લેછે:

" ન ક્યારે હું મટ્યો ત્હારો, તું મ્હારી ન મટી જરી "

પણ તરત જ વધારે ઉદાર, વિશાળ, ભાવનાનું દર્શન કરીને કરાવેછે:

" અને મ્હારૂં તથા ત્હારૂં વિશ્વ આ ન મટ્યું કદી ! "

ોતાના ધાર્મિક પ્રચારમાં યશોધરાને સહકારિણી બનાવવી છે, માટે કહેછે:

" સર્વદા, સર્વથા રહેજે બુદ્ધની ધર્મભાગિની,
વિશ્વના તાતની વ્હાલી, વિશ્વની જનની બની ! "

" જે દિવ્ય દ્રવ્ય કંઇ યત્નથી હું કમાયો,
તેમાં સદૈવ ગણજે સખિ ! ભાગ તારો. "

એ લાગ કેવળ અચેષ્ટ બેશી રહીને લેવાનો નથી.

" વિત્ત એ વિશ્વને દેવા સર્વદા શ્રમ સેવશું,
દયા ને સ્નેહનાં સૂત્રો સૃષ્ટિને સમઝાવશું.
× × ×
સાંકડી વૃત્તિને છોડી સ્વીકારી લે ઉદારતા !
પ્રસારી પાંખ દે ત્હારી આકાશે સંગ ઊડવા ! "

બુદ્ધને સ્નેહીનો સહચાર ઇષ્ટ હતો; ' એકલવાયાં ઊડવું મુજને ના ગમે'—એ ભાવ હેને પ્રેરતો હતો. ' ઉદાર ' એ વિશેષણ વિશાળમાં વિશાળ અર્થમાં બુદ્ધને વિશે લાગૂ પડેછે; માટે કહેછે:

"સીમાબદ્ધ નથી રાણી ! આટલું રાજ્ય આપણું,
કુટુંબ વિશ્વમાં વ્યાપ્યું આપણું કોટિ જન્મનું. "

યશોધરાને આ ઉચ્ચ જ્ઞાન મળશે ? કૃષ્ણ ભગવાને અર્જુનને કહેલા શબ્દો—**दिव्यं ददामि ते चक्षुः**—મધુર રૂપે પ્રતિધ્વનિ પામેછે:

" મીંચી લે ચર્મચક્ષુ આ ! દિવ્ય દૃષ્ટિ દઉં ત્હને !
સગાં ને સ્નેહી સંબન્ધી જોઈ લે જગદાલયે ! "

આ દર્શન થયું તો છેવટે ઉચ્ચોચ્ચ કર્તવ્યશિખરે સહભાગિનીને લઈને the still sad music of humanityનું ( 'માનવજીવનના શાન્ત કરૂણ ગીતધ્વનિનું ) શ્રવણ કરાવીને બુદ્ધ બોલેછે:

" આપણાં અર્ભકો કેરા આર્તનાદ ઉરે ધરી "

( સચેષ્ટ સેવા માટે સંબોધતાં કહેછે )—

" કાપવા કષ્ટ એ સૌનાં ઊઠ ! દેવિ ! દયાભરી ! "

ધન્ય યશોધરા તું ! ને હેની ધન્યતા રસપૂર્ણ વાણીમાં દર્શાવવા માટે કવિને પણ ધન્ય ગણું.

આ કાવ્યની વદાય લેતે લેતે "ઊર્મિલા" કાવ્ય જોડે સરખામણી કરવાની લાલચને વશ થઈ જવાયછે. બંને કાવ્યમાં પત્નીને તજીને પતિનો વનવાસ એ અંશ સમાન છે. પરંતુ બીજા ભેદક અંશો સબળ છે. ઊર્મિલા-ની પરવાનગી લઈને લક્ષ્મણ જાયછે, તેથી એ નિતાન્ત ત્યાગ નથી. બુદ્ધે ત્યાગ કરેલો તે ચિત્ર વસ્તુતઃ કાવ્યમાં નથી; હેનો પ્રસંગ જ નથી. પરંતુ એ સંજોગની છાયા મેળાપના પ્રસંગ ઉપર પડે જ છે. ઊર્મિલાનું તપ વિરહસમયના કષ્ટસહનનું અસાધારણ છે:

> " કદીક દુખથી હારી હૈયું રડી પળમાં પડે,
> પણ હૃદયને દાબી સેવે સદા સમુદાયને.
> કઠિન વ્રત એ પ્રેમીકેરૂં પ્રતિપળ પાળતી,
> વિમળ તપથી વ્હાલા કેરૂં સદા શુભ સાધતી. "

યશોધરા ઉપર તો વજ્રપાત જ પડયો હતો:

> " ત્યજીને સૂતેલી કઠિન બની દૂરે વહી ગયો,
> દયાળુ આત્મા એ તુજ પર ખરે નિર્દય થયો ! "

હેણે પણ હજારો સંતાપો સુદૃઢ હૃદયે સહ્યા, અને પતિની વાટય જોતી ધૈર્ય ધરીને એ રહી; એ અમૂલા સંયમ વિશેનાં કવિનાં વચન આપણે જોયાં જ છે. બુદ્ધનો ગૃહત્યાગ જગતનો ઉદ્ધારમાર્ગ બતાવનાર જ્યોતિની દર્શનસિદ્ધિ માટે હતો; લક્ષ્મણનો ગૃહત્યાગ રામચન્દ્ર તરફ અનુજનાં કર્તવ્ય બજાવવા માટે હતો. આમ બંને ગૃહત્યાગના સંજોગો અને ઉદ્દેશો જુદા હોઈ, એ ત્યાગનો ક્ષણિક ભોગ બનેલી નાયિકાઓ, યશોધરા

અને ઊર્મિલા માટે તુલા અને કાટલાં સરખાં નહિં વપરાય. એક ઉજ્જ્વલ દિવ્ય જ્યોતિભર્યો પ્રસંગ હતો. બીજો શાન્ત, દીન પણ સૂક્ષ્મ માધુર્યભર્યો આત્મસંયમ સચાવનારો પ્રસંગ હતો. આપણા આ જીવનસંસારમાં અનેક દીન, પ્રકાશમાં ના આવનારી, સુશીલ ઊર્મિલાઓ હશે; હેનું પ્રતિનિધિત્વ " ઊર્મિલા " કાવ્યમાં અંકાયું છે. અલૌકિક આકાશ-વિહારી પ્રેમનો જ્યોતિ પ્રગટાવનારું ચિત્ર બુદ્ધ અને યશોધરાના વિરહ પછીના સમાગમનું કવિયે તેજસ્વી લેખનીથી આંક્યું છે.

માનવહૃદયભાવને આલમ્બન કરનારાં, પુરાણાદિક કથામાંથી પાત્ર વીણી કાઢીને એ ભાવને આલેખનારાં આ કાવ્યો આપણે જોયાં. હેવા જ પ્રકારનું કાવ્ય " પશ્ચાત્તાપ " નામનું કવિની સમર્થ દૃષ્ટિ પ્રગટ કરનારું છે. શકુન્તલાને આપેલી મુદ્રિકાનું દર્શન થવાની સાથે જ હેના પ્રેમ-સંબન્ધનું સ્મરણ ઉદ્ભવી, હેના અકારણ, ક્રૂર ત્યાગ માટે પશ્ચાત્તાપ દુષ્યન્તના હૃદયમાં થયો;—એ આપણે બધા જાણિયે છિયે. પરંતુ એ લાગણીના આડાઅવળા વીજળીના ઝબકારા, માનવહૃદયના અન્તઃ-પ્રદેશની ઝાંખી કરાવનારા, અનુપમ સમર્થ વાણી અને કવિત્વકલા ઉપર પ્રભુત્વ જેને છે હેવા કવિની કલમ વડે જ આ કાવ્યમાં આપણી સમક્ષ પ્રગટ થયાછે.—મુદ્રિકા જોતાં વાંત દુષ્યન્તને સહસા પડદો ઊઘડીને પૂર્વચિત્રદર્શન થાયછે અને તેથી અગમ્ય સંવેદન થાયછેઃ

આ શું તમિસ્ત્ર ઉરથી કંઇ દૂર નાસે !
આ શો પ્રકાશ પળમાંહિ નવો પ્રકાશે !
આ શીઘ્ર શા હૃદયના દૃઢબન્ધ છૂટે !
ને શી અચિન્ત્ય સહુ પાંખડી એની ખીલે !
હા ! દૃષ્ટિથી નિરખતાં જરી મુદ્રિકાને,
કેવું વિચિત્ર પરિવર્તન વૃત્તિ પામે !

ને સર્વ ભૂત ઘટના ફરી જન્મ લેતી
નાચી રહી સ્મૃતિ પરે ફરી દંશ દેતી !

અન્ય સંયોગોમાં જે ઘટના સ્મરણબળે આનન્દોપભોગ આપે તે આજ અકારણ ત્યાગના પશ્ચાત્તાપથી 'દંશ દેતી' બનેછે. એ પૂર્વચિત્ર કવિની કલ્પના સાદા સૌન્દર્યની દીપ્તિભર્યું પ્રગટ કરેછે:

"કેવું મનોહર તપોવન આ વિરાજે !
શાં નિર્ભયત્વ ત્યજતાં મૃગબાળ નાચે !
ઊભી રહી નિરખતી સહકાર નીચે
વ્હાલી અહો ! વિરહખિન્ન શકુન્તલા એ !"

કાલિદાસની રચનાનું અરસિક અનુકરણ અહીં નથી; એ રસેશ્વરના કવિત્વ-પીયૂષનું પાન કરીને આપણો કવિ નવીન રસ પોતાની મધુર વાણીની પીચકારીમાંથી રેડે છે.

આ પછી પશ્ચાત્તાપ શરૂ થાયછે:

"હા રાંકડી પ્રિયતમે ! તુજને ત્યજી મેં !
આવી ગૃહે પણ નહિં કરથી ગ્રહી મેં ;
આશાભર્યાં હૃદયને સહસા ઉવેખ્યું !
હા ! પાયથી પરમ દુર્લભ રત્ન ઠેલ્યું ! "

લંબાણનો ભય સવિસ્તર ઉતારા આપવામાં નિરોધ કરેછે. પુનઃ સમાગમનું સાધન કશું પણ નથી; તજી દીધેલી શકુન્તલાની ભાળ પણ લાગવી અશક્ય હતી;—અપ્સરસ્તીર્થ આગળથી સ્ત્રીરૂપધારી કોઇ જ્યોતિ શકુન્તલાને ઊંપાડી ગયાના વર્તમાન મળેલા જ હતા. એટલે પોતાની પ્રિયતમાના સંસર્ગમાં રહેલી વીંટીને જ નાયક પૂછેછે:

" રે મુદ્રિકે ! રમણીના કરમાં રહીને,
સંસર્ગથી પરમ પાવની તું બનીને,
આવી ભલે ! પણ મને કશી બાળ હેને !
ક્યાં છે વિદીર્ણહૃદયા સખી તે કહેને ! "

અને કહેછેઃ

" ત્યાં દોડતો જઈ રડી પડી પાય લાગું,
ને ભૂલની કરગરી કંઇ માફ માગું;
રાખી ઉરે સતત સાચવી ધેર લાવું,
ઊડી જતા અહહ ! માનસને બચાવું. "

આ સર્વ કાવ્યો સંગીતકાવ્યના અમુક વર્ગમાં સ્થાન લેશેઃ 'કાદમ્બરી,' 'ઊર્મિલા,' 'બુદ્ધનું ગૃહાગમન,' 'પશ્ચાત્તાપ'. સંગીતકાવ્ય આત્મલક્ષી જ હોય એમ અચલ નિયમ નથી. પરલક્ષી પણ હોઈ શકે. પરલક્ષી સંગીતકાવ્યના જ નમૂના આ હમણાં તપાસેલાં કાવ્યો છે. હૃદયની લાગણી ઊભરાઈ જઈને હૃદયને પરવશ કરે, એ લાગણીને સબળ સંવાદયુક્ત લયબદ્ધ ગીતરચનામાં ગોઠવાય, ત્યહારે સંગીતકાવ્ય ઉત્પન્ન થાય; પછી એ હૃદયની લાગણી કવિની પોતાની હો વા પારકી હો. પારકી લાગણી જોડે પરલક્ષી કવિ પણ તન્મય થઈ જાય, કેવળ વૃતાન્તકથન અથવા નાટકઘટનનાં બન્ધનો તોડીને, એ લાગણીને વ્યક્તિગત દર્શાવી હેનો પ્રવાહ રેલાવે, તે પ્રસંગે પરલક્ષી કાવ્ય આત્મલક્ષી કાવ્યથી દૂર રહીને પણ સંગીતકાવ્યના પ્રદેશમાં પ્રવેશ કરેછે.* આ ક્રમથી આગળ વધીને

---

" Lyrical, it may be said, implies a form of musical utterance in words governed by overmastering emotion, and set free by a powerful concordant rhythm. So soon as narerator or playwright, carried out of the

ઉપર આપેલાં કાવ્યો કરતાં એક પગલું આગળ જનારાં કાવ્યો, આત્મ-લક્ષી ના છતાં, આત્મલક્ષી કાવ્યના પ્રદેશની ભાગોળે શોભનારાં કાવ્યો પણ હોયછે. પરલક્ષી સંગીતકાવ્યનો એ એક વળી જુદો વર્ગ બનશે. એ વર્ગમાં આવે હેવાં બોટાદકરનાં 'નિર્ઝરિણી' માંનાં કાવ્યોમાંથી બે ત્રણ લઈશું. 'પત્રપ્રતીક્ષા', 'પત્રદર્શન' અને 'સ્વપ્ન.'

"**પત્ર પ્રતીક્ષા**"—ટપાલ આવવાનો સમય થતા પ્હેલાં જ ઊતા-વળી ઊતાવળી નાયિકા

અધૂરાં આટોપી સકલ નિજ કાર્યો સદનનાં,
ત્યજી સંબન્ધીને સહચરી તણો સંગ સહસા,
× × ×
ગવાક્ષે ઘેલી શી યુવતિ જતી દોડી ઝટ અહા !

શેરીમાં જતા આવતા માનવસમુદાયમાં પત્ર લાવનાર ટપાલીને નાયિકાનાં ચક્ષુ સોધી રહેછે; એ નજરે પડેછે, કાગળો વ્હેંચતો વ્હેંચતો આવે-છે, યુવતિનું ઉર ઊછળી રહેછે; ઇત્યાદિ વૃત્તાન્તક્રમો અને ભાવલહરીઓ સુન્દર અને સુલભ કવિવાણીમાં ઉપસ્થિત થાયછે. સાધારણ ટપાલી પણ અહિં ભાવનાની અલૌકિક દીપ્તિથી નવીન રૂપ લેછે; એટલું જ નહિં, ઉરના ઉમળકાના સ્રોતમાં આર્દ્રતાનું પાત્ર પણ એ બનેછે; કેમકે

વ્હાલાના પ્રેમપત્રોને સર્વદા એ જ લાવતો,
અને એ ઉજ્જ્વલા યોગે વ્હાલો અંતરથી થતો.

---

given medium by personal feelings, begins to dilate individually on the theme, that moment he or she as surely tends to grow lyrical."

('*Lyric Poetry,*' by Ernest Rhys. *Foreword* p. vi).

( આ પ્રકારની લાગણી તદ્દન સ્વાભાવિક છે અને સાધારણ છે, છતાં એ લાગણીની સૂક્ષ્મતા સોધી કાઢીને હેને રસસ્વરૂપથી રંગીને, કવિ કે'વું મનોહર આકર્પણ અર્પે છે ! )

ટપાલી પત્ર આપ્યા વિના ચાલ્યો જાયછે; નિરાશ યુવતી આશાનાં થોડાં ફાંફાં વડે હ્રદયને ટકાવી રાખવા જાયછે, અને અશુભસંભવના વિચારોથી, નિરાશાથી, ઘેરાયલીને

અજાણી અંધારી નયન પર અંતે ઢળી ગઈ,
પડી હા ! પૃથ્વીમાં વ્યથિત વનિતા મૂર્છિત બની !

આ કરુણચિત્રના ઘેરા રંગોને ધોળી નાખતું, ઉત્કંઠા, ઉલ્લાસ, આનન્દ, ઇત્યાદિનાં નર્તનોના ચંચળખેલ ભર્યું હવે પછીનું બીજું જ કાવ્ય.

**પત્રદર્શન**—યુવતીના હ્રદયમાં તરવરતા અનેક ભાવનું આલેખન ચમત્કારયુક્ત આપેછે. તીવ્ર ઉત્કંઠાથી વાટય જોયા પછી મળેલો પત્ર હાથમાં આવતાં

પ્રિયના કરનો શુચિ સ્પર્શ કરી,
પ્રિય માનસને મન માંહિ ભરી,
અતિ દુર્લભ કો અતિથિં સરખો
પ્રિયપત્ર બની હ્રદયે રમતો.
× × ×
અતિ કંપિત એ કરને અડતાં
ધરી પત્ર રહ્યો નવ ચેતનતા;
ઉરશું ઉર સ્નેહભર્યાં મળતાં,
કર પત્ર પરસ્પર નાચી રહ્યાં.

ગૃહનું, જગનું, નવ ભાન રહ્યું;
જડ પત્ર તણું નવ ધ્યાન રહ્યું;
પ્રણયામૃતના રસપાન થકી
નવલી સુરતા હૃદયે પ્રકટી.
ગ્રહી પત્ર ઉખેડતી આંગળીએ
સ્થિરતા ધરી ના શકતી ઘડી એ;

-અંતે પત્ર ઊઘાડયો, પણ વાંચવામાં નવીન જ હૃદય–ઉછાળાને પ્રતિધ્વનિ આપતું વર્તન આલેખ્યું છેઃ

ઘડી આદિ જુવે, ઘડી અંત જુવે,
ઘડી મધ્ય વિશે કંઇ દૃષ્ટિ કરે;
નહિ વાચનનો ક્રમ સાચવતી,
રહી વાંચતી તો ય ન વાંચી શકી !

કેટલું યથાવત્ અને મધુર ભાવરહસ્ય સરલ રેખાઓમાં આ આલેખાયું છે ! વારંવાર પત્ર વાંચી વાંચીને આખર

ઘડી ચાંપતી ઉત્સુક અંતરથી,
ઘડી ચૂમતી મુગ્ધ બની મુખથી;
ઘડી સ્તબ્ધ બની વળી જોઈ રહે,
ઘડીમાં હસતી જતી કાંઇ કહે.

પ્રિયતમના પત્રના પ્રત્યેક અવયવમાં આ પ્રેમઘેલી યુવતી પ્રિયતમનું જ દર્શન કરેછે એમ સીધા નીરસ, અર્ધરસિક, શબ્દોમાં નહિં પણ રસની ઉત્કટતાપૂર્ણ રીતે પ્રતિબિમ્બિત કરતા રસશબ્દોમાં કવિ કહેછેઃ

પ્રતિઅક્ષરમાં પ્રતિશબ્દ વિશે,
પ્રતિપંક્તિ વિશે, પ્રતિવાક્ય વિશે,
પ્રિયની મનમોહક મૂર્તિ વસે,
રસગુંજનથી રસ ભવ્ય ભરે.

આમ સુન્દર વાણીમાં પ્રગટ કરેલા ચિત્રનો અંત કવિયે કાંઇક ઊનરસવાળી, અથવા રસબાધક સ્થિતિ આલેખીને કથળાવી નાંખ્યોછે. પ્રભાત થતાં ફરી બીજો પત્ર મળવાની વાટ યુવતી જુવેછે, એ જ વિયોગની વ્યથા ભોગવેછે, ફરી એ જ અતર્પણ અંતરમાં વસેછેઃ—એ સ્વતંત્ર ચિત્ર ભલે ચારુતાવાળું હોય અને છે; પરંતુ પૂર્વગત ચિત્રની સાથે આ નવું ચિત્ર કલાની દૃષ્ટિથી જોતાં સુબદ્ધ થતું નથી.

પરલક્ષી સંગીતકાવ્ય અને આત્મલક્ષી સંગીતકાવ્યની વચ્ચે દોલાયમાન થતા વર્ગનાં વધારે કાવ્યો હવે નહિં જોઇયે. માત્ર એ વર્ગનું એક જ કાવ્ય આકર્ષણ કરેછેઃ—

સ્વપ્ન—આ કાવ્યમાં કવિત્વરીતિ જુદા જ પ્રકારની છે.—કાવ્યનું વસ્તુ ઉપસ્થિત કરવાના પ્રકારને રમણભાઇયે “કવિત્વરીતિ” નામ આપ્યુંછે.—કાવ્યનો વિષય આરમ્ભમાં, મધ્યમાં, ને અંતમાં આ કાવ્યમાં જુદા જુદા રૂપમાં પ્રગટ કરવાની સાથે ત્રણ વિભાગ પડયાછે, પરંતુ તે ત્રણે વિભાગ પરસ્પર ગૂંથાયલા છે. કુટુમ્બનાં પ્રિયજન—સ્ત્રી, પુત્ર, પુત્રી—સ્વદેશમાં મૂકીને ધન કમાવા માટે દૂર દેશમાં સેવા કે ક્ષુદ્ર ઉદ્યોગ માટે વશેલો પુરુષ આ કાવ્યનો નાયક છે. કાવ્યના પૂર્વ ભાગમાં એ નાયકને દેશ જનારી નૌકા, બીજા ઉતારૂઓ પોતપોતાને દેશ જતા ઉત્સાહ ભરેલા લઇને, ઊપડવાને સજ્જ થઇછે, તેથી આ નાયકને પોતાની એકલદશા, સ્વજનને ભેટવાની અશક્યતા, ઇત્યાદિનું સ્મરણ થાયછે, અને હૃદયના દુઃખોદ્‌ગાર એ કાઢેછે. હેની દશા એ પંક્તિયોમાં અર્ક-રૂપે પૂરીછેઃ

બંધાયેલું શરીર કપરી વૃત્તિનાં બંધનોથી,
ના છૂટે એ વિવશ શુકવત્ પિંજરાને ઉવેખી.

શરીર બંધાયું છે, પણ પવનવેગી મન ક્ય્હાં બંધાયું છે ? દિવસ વીતતાં રાત્રિયે નાયક ઊંઘમાં સ્વપ્નસૃષ્ટિ જુવેછે, તન્મય થાયછે: ( કાવ્યનો મધ્યમ ભાગ આ સ્વપ્નદર્શનના મધુર રસપૂર્ણ ચિત્રમાં રોકાયોછે ):

આ દેખાણી ! હૃદય રમતી મીઠડી માતૃભૂમિ !
ને એ મારા પ્રિય નગરની વિસ્તરી વૃક્ષરાજિ !

× × ×

ને આ સામે હૃદય હરતું ગેહનું મુખ્ય દ્વાર !
દોડતાં કૈં રમત કરતાં બાળકો આ બહાર !
દેખી દોડયાં ભુજ ભરી ભરી જો મને ભેટતાં એ!
આવ્યા બાપુ ! કહી ચરણને ચાહીને ચોંટતાં એ!

પછી બાળકોના ઉદ્દગાર રસભર્યા, ઉપાલમ્ભમાં પણ મધુરતા ધરતા, વર્ણવ્યાછે. પ્રિય પત્ની, શિશુને છાતી સરસી દાબીને ઊભેલી, પતિને સત્કાર આપવાને, પ્રણય ઝરતો ઉપાલમ્ભ દેવાને, પ્રિય પતિનું શરીર નિરખી આરોગ્ય પારખી લેવાને, ઊભી છે. પછી, નાયક પોતાના ઉદ્દગાર કાઢેછે. પ્રિય જનોને તજીને પરદેશમાં લાંબો કાળ ગાળવા માટે જાતને ઠપકો દઈ ફેરી પાછાં ના જવાનો નિશ્ચય કરેછે:

જાડી પીવી ત્યજું, વિરચીને પાતળી રાબ પીશું !
કિંતુ નાનાવિધ વિરહના તાપથી ના બળીશું.

સ્વપ્નભંગ—ટૂંકા પણ સબળ આઘાતવાળા ત્રીજા ભાગમાં—પ્રગટ કર્યો છે:

કોઇના પગરવથી ઊંઘ ઊડી ગઈ, ને "ચકિત નયનો આ ફરે આસપાસે." હું ક્યહાં હતો ? ક્યહાં છું ?–દૂર વસ્તુસ્થિતિને તીવ્ર કરતો ઘેરથી આવેલો પત્ર પગ આગળ પડયો દેખાયછે.

ક્યાં વ્હાલી ? ક્યાં શિશુકગણ ? ને ક્યાં ગયું ગામ મારૂં ?
ક્યાં એ કેલિ રસ વરસતી ? ના મળે નામ તેનું !

પાછા ધંધાના, સેવાના, ક્ષુદ્ર ભાર નીચે દબાવાનું નજર આગળ આવ્યું:

એ વૃત્તિ, એ સ્થિતિ હૃદયની, એ અકારી ઉપાધિ !
એ ઘાંચીના બળદ પરની ધૂંસરી એ જ પાછી !

સાદી, સુન્દર, વાણીમાં રસમય આલેખન આ કાવ્યનું આકર્ષણ છે.

આ કવિત્વરીતિ અપવાદ રૂપ જ છે. એથી તદ્દન વિપરીત રીતિ–સીધી સરળ માર્ગે, હૃદયના ઉદ્‌ગારનો પ્રવાહ રેલાવતી રીતિ—"વિશ્રાન્તિ" કાવ્યમાં છે. જીવનમાર્ગમાં ક્રમણ કરતાં અને અનેક સુખદુઃખ અનુભવેલાંનું આલેખન કરી વ્હાલાંઓને ક્ષણભર વિશ્રાન્તિ લેવાને, પરસ્પર હૃદય ઠાલવવાને, વિનંતિ પૂર્વ ભાગમાં કરેલીછે; પણ મૃત્યુ–પ્રિય જનોને વીણી વીણી ઉપાડી જનાર મૃત્યુ–ભયદ રૂપે પ્રત્યક્ષ થાયછે, ત્યહાં નિરુપાય, અસહાય દશા પ્રગટેછે:

"વસમાં વીતક અંતર સૌ વીસરી જશે,
પણ એ લુંટકનો નહિં ત્રાસ ભૂલાય જો:
લૂંટી લીધાં રત્ન અમૂલાં આખરે,
રુદન હૃદયનું કાંઇ ધર્યું નહિ કાન જો."

અગતિકના આક્રન્દ વૃથા ગયા; રંક બનીને રાનમાં રોતાં રહ્યાં. હવે પગ પણ માર્ગમાં ઊપડતા નથી; છતાં કવિ લૂલા પગે પણ આગળ ચાલવાનો બોધ કરેછેઃ

+ નહિં ભૂલાતું હાય! હૃદયથી ભૂલવું!
ચાલે નહિ પદ, કરવો તોય પ્રવાસ જો;
વીતકના પર્વતને પાછળ મૂકવા,
આગળ કરવી એક અધૂરી આશ જો.

'અધૂરી આશા.'—આ વચન અત્યન્ત અર્થગર્ભ છેઃ

" કાપ્યો પંથ વિકટ આશાને આશરે,
પણ પામ્યા નહિં હજુ એ એનો પાર જો "

એમ કાવ્યના પૂર્વભાગમાં આશાનું સ્વરૂપ વર્ણવેલું છે, તે આશાનો હજી બાકી ભાગ રહ્યોછે, માટે અધૂરી આશા; અધૂરી તે અંતે પૂરી થવાની એમ પણ ખરું. બે શબ્દમાં આ અને આથી પણ વિશેષ ગમ્ભીર અર્થ રહ્યોછે.

આ કાવ્ય આપણને આત્મલક્ષી સંગીત કાવ્યના પ્રદેશમાં લઈ જાયછે. એ જ પ્રદેશમાં રહેલું એક બીજું કાવ્ય, જુદી રીતિમાં લખાયલું જોઇયેઃ

**" પતંગ. "**—આ કાવ્યમાં 'પતંગ'ના મુખમાં વચનો મૂકયાંછે; તે અન્યોક્તિનો એક પ્રકાર જ છે. **બોટાદકરે** અન્યોક્તિયો બે પ્રકારની વાપરીછેઃ

---

+ "ન ભૂલાતું તું ભૂલી દે;" **સરસ્વતીચન્દ્ર**" ભાગ ૧, પૃ. ૩૩૪, પં. ૨ નો આ પંક્તિમાં પડઘો સ્પષ્ટ સંભળાયછે.

( ૧ ) અન્ય વસ્તુ, પ્રાણી, ઇત્યાદિને સંબોધન કરીને, બોધ વગેરે સાર વ્યંજનાથી જણાવવો; એ મધ્યકાલીન સંસ્કૃત કવિતાસાહિત્યના સ્વરૂપનો માત્ર આશ્રય લેઈને વર્ણન-વિષય પદાર્થાદિકને આલમ્બનરૂપ લઈ વિસ્તારથી મનન, ચિન્તન, ગંભીર રહસ્યદર્શન કરવું તે;

( ૨ ) અન્ય પદાર્થના મુખમાં જ વચનો મૂકીને ઉપર કહ્યા હેવા વિચાર વગેરે પ્રગટ કરવા.

આ બીજા પ્રકારમાં પરલક્ષી કરતાં આત્મલક્ષી અંશ બહુ ભારે પ્રમાણમાં આવવાનો—" પતંગ " કાવ્યમાં આત્મલક્ષીપણું અતિપ્રગટ-તાનો દોષ ટાળીને અર્ધવિકાસની ચારુતાવાળું જ છે તેમ જ એ આત્મ-લક્ષી અંશ આ જીવનની વચલી કક્ષામાં વિલસતા ભાવોનો સ્પર્શ કરનારો નથી, પરંતુ કવિત્વરસના ઉચ્ચ વાતાવરણમાં પ્રવેશ કરાવનારી ઊર્મિયોને અવલમ્બતો છે:

' ગગનપથમાં ઊંચે ઊંચે વિહાર કરી રહે '—એ પતંગને ખટકે શું ? ભૂમિ સાથે જોડી રાખનાર, ભૂમિ તરફ ખેંચી લેવાનો સતત ભય દેખાડનાર પતંગનો દોર:

" ગમન કરવા સ્વેચ્છાથી એ ન દે તનને જરા;
અમર પથનાં ઉડ્ડીનોને અરે અટકાવતો ! "

એટલું જ નહિં, પણ ભૂમિ ઉપરની ક્ષુદ્ર વાસનાઓને વશ કરવાને

ઉર નવ ચહે તો એ નિત્યે નઠોર નચાવતો.

એ દોર

મલિન જગની છાયા છોડી જવા નહિ દૂર દે,
સુરસદનને ઝાંખી જોવા ઘડીભર દે ન એ.

કવિના આત્માની ઉચ્ચ વિહાર કરવાની અભિલાષાઓને રોકી રાખનાર મલિન જગના વ્યવહારો ઉપર તિરસ્કાર આ સર્વ ઉદ્દગારોમાં સહજ જણાઈ આવશે. ઉચ્ચવિહારસમયે કવિયે કરેલાં કવનોની જગતના જન સ્તુતિ કરેછે; પરંતુ જડ જીવન જોડે ઝકડાઈ રહેલા કવિના મનમાં તો જુદું જ સ્વરૂપદર્શન છે.

જન જગતનાં રાચી રે'તાં ભલે મુજ નર્તને
સ્વર હૃદયનો કર્ણે ધારી ભલે હરખે હસે;

પણ હેને તો—થર થર થતું કંપે હૈયું, નહિ નહિ નાચ એ,
વિવશ ઉરના આક્રન્દો એ, ન ગર્જન એ દીસે.

પતંગને અર્થાત્ કવિને પરાધીનતા એ જ દુખમૂળ છે, તો પછી

પરકર દઈ જીવાદોરી પછી હસવું કશું ?
પરવશ થઈ સ્વેચ્છાચારી બની ધસવું કશું ?

આ કરતાં તો પતંગ અને કવિ એ જ ઇચ્છે કે

કંઇક કરતાં તૂટો તૂટો હવે દઢ દોર આ !
હૃદય સહસા છૂટો છૂટો કુસંગતિથી અહા !

તેમ થતાં પછી ભલે સિન્ધુમાં જઈને પતંગ પડે, અથવા કોઇ અગ્નિમાં જઈને બળી જાય, અને વિનાશ મળે એ ઇષ્ટ છે,

પણ અધમ આ વૃત્તિકેરો વિનાશ અહા ! થશે,
પરકર વસી નાચી રે'વું અવશ્ય મટી જશે;
રુદન કરવું વ્યોમે પેશી નહિ પછીથી પડે,
ભ્રમણ ભવના બંદીરૂપે નહિ કરવું રહે.

કવિના પોતાના જીવનના અનુભવો, અને તેથી થતો હૃદયનો ક્ષોભ, અહિં સબળ રૂપે પ્રતિબિમ્બિત નથી થતો ? ખરે ! આ કવિને જડ જીવન જોડે બાંધી રાખનાર આજીવિકાસાધનનો દોર ના નડયો હોત તો એ આત્માને સુરસદનની ઝાંખી જ નહિં પણ એ સ્થળના દિવ્ય પ્રકાશમાં નિરંતર વાસ એ જ ધન્ય દશા પ્રાપ્ત થાત.

ધાર્યા કરતાં બહુ જ લાંબો વખત ' નિર્ઝરિણી'માં આપણે રોકાયા. આપણે હેને પ્રૌઢા કહીછે. તે પછીનો સંગ્રહ જુદા સ્વરૂપનો કાંઇક દેખાય-છે તે સ્વરૂપની આગાહી આપનારૂં એક કાવ્ય ' નિર્ઝરિણી'માં નજરે પડે-છે, તે એક પ્રકારના સંયોજક અંકોડા જેવું ગણીશું. એ કાવ્ય જોઈશું એટલે, નવા સંગ્રહની પૂર્વચ્છાયા પ્રગટ થશે. ' **ગોવાલણી** ' કાવ્ય જુવો. દૂધ વેચવા માટે પોતાના નેસડામાંથી શહેરમાં જતી અને પાછી ફરીને ફેર સ્વર્ગસુખમાં પ્રવેશ કરતી ' નવલ ગોપ વધૂ'નું વર્ણન સૂક્ષ્મ સમભાવથી, જીવનના સાદામાં સાદા પ્રસંગોમાં રસિક અંશ જોઈને તે રસિક રીતે દર્શા-વવાની શકિતથી, કરેલુંછે. એ નવવધૂ મુગ્ધા હતી તે મોતી જેવા કીમતી શબ્દોમાં કવિ કહી દેછે:

> વિમલ બાલ્ય વિદાય થતું હતું,
> રસમયું નવયૌવન ડોકતું;
> મધુર એ વ્યવસાય વિશે વસ્યું,
> જગવિકાર ન માનસ ઝીલતું.

* કાદમ્બરી'માં એક સ્થળે મુગ્ધભાવ અને યૌવનદશાની વચ્ચે

---

* अकृतपुण्यमिव मुञ्चन्तीं बालभावम् अदत्तामपि मन्मथावेशपरवशेनेव गृह्यमाणां यौवनेन * * * कादम्बरीं ददर्श ।

( ' કાદમ્બરી, ' પૃ. ૨૮૬, પં. ૧૮-૫૯; પીટર્સનની આવૃત્તિ )

ર્‌હેલી કાદમ્બરીનું સુભગ શબ્દોમાં વર્ણન છે, ત્હેનું સ્મરણ અહિં થાયછે. અંગ્રેજીમાં પંક્તિયો છેઃ

Standing with reluctant feet
Where the brook and river meet
Womanhood and childhood fleet×

હેમાં પણ સંક્રમણદશા સુન્દર રીતે દર્શાવાઈછે. છતાં બોટાદકરનું આ શ્લોકમાંનું વર્ણન આત્મનિર્મિત હોઈ હેનો ચમત્કાર ચારૂતાના પ્રદેશમાં અસાધારણ છે.*

રસ્તામાં જતે જતે જંગલમાં
'કંઇક કોકિલકૂજન સાંભળી
કુહુ કુહૂ કરી પંથ ગજાવતી'

એ પ્રકૃતિની આ બાલિકાનું મુગ્ધાપણું સુલક્ષિત કરી બતાવેછે.

---

"પામી અનાદર સરલ શૈશવ ઉર થકી અળગું થયું" ( શૈવલિની, ' પૃ. ૬૨, પં. ૯ ).

આ પંક્તિમાં 'अकृतपुण्यमिव मुञ्चन्तो' એ ઉત્પ્રેક્ષાની આછી છાયા છે; યૌવનનો પરિત્યાગ એ અંશ અહિં નથી;

× પીટર્સનની ' કાદમ્બરી'ની ટિપ્પણીમાં પૃ. ૯૨ મે આ અંગ્રેજી પંક્તિયો, કર્તાના નામ વિના, મૂકીછે.

* 'વિદાય વાગ્-છતું ઊભું આ કૌમાર કરે ગ્રહી,
પરંતુ સ્નેહસંબન્ધે, આલિંગી રોકતી રહી.'
( ' નિર્ઝરણી, ' પૃ. ૪૫,–'લગ્નોદ્યતા' )

એ શ્લોકમાં પણ બોટાદકરે આ સંક્રમણદશા કાંઇક રૂપાન્તરે વર્ણવીછે. અંને સ્થળે બોટાદકરે ' કાદમ્બરી'ના સંસ્કાર ઝીલ્યાનું પરિણામ કદાચ હશે; તથાપિ હેમની રચના સ્વતન્ત્ર જેવી સુન્દર છે.

ઘડી ગભીર બની અટકી જતી,
સ્વજનસંગથી દૂર પડી જતી;

એ પંક્તિયોમાં હેના 'ડોકતા' નવયૌવનનું દર્શન છે.

આ અપંક્તિ ઉરવાળી ગોપવધૂને 'પુરતણી અતિ પ્રૌઢ હવેલિયો, ગગનચુંબતી ઉચ્ચ અગાશિયો' ભારરૂપ જ લાગેછે; પોતાના ધંધાને વશ નગરમાં જાયછે એટલું જ;—

શરીર વ્યાપૃતિને વશ સંચરે,
હૃદય કેવલ ગોષ્ઠ વિશે રમે;
સુરભિદોહન મંથન સાંભરે,
વિવિધ વાંસળીના સ્વર ઊછળે.

અને તેથી જ દૂધ વેચી રહીને સૂર્ય નમતે—ઘર ભણી વળતી વધુ વેગથી,—તે વખતે

ચરણ ચંચળતા નવલી ધરે,
હૃદય કે હલકું પડીને હસે.

આ મુગ્ધાને પ્રિય પોતાનો ગોપનિવેશ જ. મુગ્ધા પણ બાલિકા જ છે એમ દર્શાવનારું અનુપમ ચિત્ર જુવોઃ

શિરથી ઓઢણી સદ્ય સરી પડે,
વહી જતું ફરી બાલ્ય ઉરે વસે.

આ ગોપવધૂનું ચિત્ર મ્હને મ્હારા કામ માટે બહુ ઉપયોગી થાય છે.

"રાસતરંગિણી"માં હિન્દુજીવનના પ્રકારો, સમાજઘટનાનાં ફળરૂપ કુટુમ્બજીવનના મીઠા, મૃદુ, સંબન્ધો ઇત્યાદિનાં રસમય પ્રતિબિમ્બો નજરે પડેછે. 'નિર્ઝરિણી'માં આ દર્શનો † અતિ વિરલ છે. "આર્ય સંસાર" નામના કાવ્યમાં—

"શત દલથી દિનરાત સુહાતાં કોટિક કુલકલ્હાર"

"એક ગૃહ મંડપને આધાર,
એક આવાલરસે વધનાર,
વિસ્તરી દ્દાદાવેલ્ય વિશાળ,
અર્પતી સમય સમય રસફાલ."

"વૃદ્ધ જ્યાં વડીલ તણું શિરછત્ર,
છાંય શીતળ દેતું સર્વત્ર;"

"નારીઓ અંતરસદનનિવાસ,
કાર્યથી પામી કૈં અવકાશ;
સાસુ, નણદી, ને સુત વધૂવૃંદ,
અલૌકિક અનુભવતાં આનંદ"

ઇત્યાદિ વિવિધ આકર્ષક અંશોથી ભરપૂર સંયુક્ત કુટુમ્બના ગુણ બતાવ્યા-છે; એ કાવ્ય એક સમગ્ર, વિશાળ, વટવૃક્ષ જેવું ઊભું છે; ત્હારે 'રાસ-તરંગિણી' માં એ જ આર્યસંસારનાં પ્રત્યેક અંગો લઈ લઈને જુદાં જુદાં

---

† 'કન્યાવ્રત,' 'લગ્નોદ્યતા', 'મોડ,' 'કરગ્રહણ,' 'વર-વધૂને,' 'બ્હેન'—એટલાં કાવ્યો, અને 'આર્યસંસાર' એ સમગ્રરૂપ કાવ્ય આ સ્વરૂપનાં છે ખરાં; પરંતુ ત્હેમાંનાં કેટલાંક હિન્દુ સંસાર શિવાય સામાન્ય માનવસંસારને પણ લાગૂ પડી શકે હેવાં છે.

કાવ્યો છૂટાં છૂટાં બાલવૃક્ષોરૂપે બગીચામાં ગોઠવાયાંછે. હેમાંનાં કેટલાં-કમાં 'આર્ય' સંસારની બ્હાર પણ જડે હેવા ભાવ છે; 'જનની' કાવ્ય હેવામાંનું છે;

દેવોને દૂધ એનાં દોહ્યલાં રે લોલ,
શશીએ સીંચેલ એની સોડ્ય રે.
જનનીની જોડ સખિ! નહિં જડે રે લોલ.

જગનો આધાર એની આંગળી રે લોલ,
કાળજમાં કૈંક ભર્યાં કોડ રે—જનનીની જોડ૦

ધરણી માતાયે હશે ધ્રૂજતી રે લોલ
અચળા અચૂક એક માય રે—જનની જોડ૦

ગંગાનાં નીર તો વધે-ઘટે રે લોલ,
સરખો એ પ્રેમનો પ્રવાહ રે—જનની જોડ૦

વરસે ઘડીક વ્યોમવાદળી રે લોલ,
માડીનો મેઘ બારે માસ રે—જનની જોડ૦

ચળતી ચંદાની દીસે ચાંદની રે લોલ,
એનો નહિં આથમે ઉજાસ રે—જનની જોડ૦

જ્યહારે 'આર્ય' સંસારનાં વિશિષ્ટ અંગોમાં કવિ ઉતરેછે ત્યહારે હેનાં કાવ્યોમાં ભાવનાની કૌમુદી વડે ઉનતાવાળા જીવનને ઓપવાની શકિત, અને વાણી વગેરેનું લાલિત્ય, એ જ આકર્ષક અંશ બનેછે. વસ્તુસ્થિતિ ઢંકાઈ જાયછે અને અવાસ્તવિકતા દોષ ભૂલી જવાયછે, એક જ ઉદાહરણ લઈયે; "સાસૂ" કાવ્યમાં આમ છે:

વહે ગંગા મારે આંગણે રે,
એનાં આછાં ઉછળતાં નીર;

સખિ ! સાસૂતણાં સુખ શાં કહું રે !
રમે સૂરજ ને સોમ એના અંકમાં રે,
દેવતરુઓ ઊભાં એને તીર. સખિ ! સાસૂ૦

આ હિન્દુસંસારની સાસૂ ? પ્રજાજીવનના ઊંડાને સાચા સ્વરૂપનું પ્રતિબિમ્બ ત્હેની ભાષાની કહેવતોમાં હોયછે, તે ન્યાયે તો " સાસૂ શેકે સવેળા તો વહૂ શેકે કવેળા ", " સો દહાડા સાસૂના તો એક દહાડો વહૂનો "—જેવી કહેવતોમાં સૂચવેલો 'આર્ય' સંસાર તો જુદો જ જણાયછે; અને આપણે લોકમાં વસ્તુતઃ બહુ ભાગે જોઇયે છિયે પણ શું ?—સાસૂવહૂનો જન્મવૈર જેવો ઝગડો. આ સંગ્રહના 'સત્કાર' એ વિલક્ષણ નામના અવતરણલેખમાં રા. ઝવેરચંદ મેઘાણી આ કાવ્યમાંના આકર્ષક અંશનું વખાણ કરતે બોલી જાયછે કે "દીકરીઓને અંતરે આવા રસ સીંચાય, એટલે સંસારની અર્ધી કડવાશ તો ત્યાંને ત્યાં આપોઆપ ઓછી થાય." સાસૂ આટલી અનુપમ ગંગામૂર્તિ તો પછી સાસરાના સંસારમાં " કડવાશ" શું કામ ? અને **અર્ધી** કડવાશ શા માટે લુપ્ત થાય ? ભલે રસ હાવા સીંચાય,પણ વાસ્તવિક જીવનમાં સાસૂના અનુભવ થયા પછી પણ એ રસ રેલશો કે સૂકાઈ જશે તે વાત અનુક્ત રાખીછે તે જ ઠીક છે. તાત્પર્ય કહેવાનું એટલું જ છે કે 'આર્ય' સંસાર વિશેનાં આપણા કવિનાં કાવ્યો જીવનનાં સાચાં પ્રતિબિમ્બ પાડેછે એ વાત ગળે ઊતરશે નહિં; એ વાત બાજુએ મૂકી દઇને આપણે ચાલીશું તો ભાવના અને કલ્પનાના રંગથી રંગાયલાં રસિક ચિત્રો આપણી સમક્ષ મૂકયાંછે તે સ્વીકારવું જ જોઈશે. તે વસ્તુસ્થિતિનો પ્રશ્ન ભૂલી જઇયે અને સાસૂની કલ્પનામૂર્તિનું સૌન્દર્ય જરાક રસોપભોગથી આપણા હૃદયમાં પ્રવિષ્ટ કરિયે:

દાદાએ દીધી ને માડીએ માની રે,
એ સુખસોહ્યલી સાસરી શાણી રે !

માડી સમાં ત્યાં તો સાસૂ સલૂણાં રે,
આપે—આપે તોય થાય ન ઊણાં રે.*

એ જ રીતે જેઠાણી, નણંદ, વગેરેનાં કલ્પનાજગત્‌નાં રમ્ય દર્શનો "**સાસરી**" કાવ્યમાં થાય છે. આ કાવ્યનો આરમ્ભ વળી ચારુતાયુક્ત કવિત્વકલાથી કર્યોછે તે આકર્ષણ અનુપમ છેઃ

ઊંચી આંખલિયાની ડાળીઓ ડોલે રે
માંહિ બેઠી બાળી કોયલ બોલે રેઃ
આવ્યાં સખી એવાં સાસરી સેવી રે,
કહોને સોહાગણ ! સાસરી કેવી રે ?.

સાસરેથી આવેલી નવોઢાને આ પૂછનારી કોયલને ચિત્રમાં મૂકીછે તે અસાધારણ રસિકતા સૂચવેછે. કોયલના પ્રશ્નો પણ સૂચક છે.

"નવલા જગત કેરી શી શી નવાઈ રે ?
કહોને એની કળ-કૂંચીઓ કાંઇ રે.
× × × ×
લોક નવા, નવી ધરતી અજાણી રે,
કયમ કરી બ્હેનડી ! પ્રીત બંધાણી રે ?

ત્યાં દાદા, માડી, સહિયર, ભાઈ, ભોજાઈ, બ્હેનો, કોઇ નહિં, તો

કોણ આંખડલીનાં આંસુંડાં લ્હોતું રે ?
કોણ લળી લળી મોઢડાં જોતું રે ?

---

* पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते । એ ઉપનિષદોમાંનું વચન અહિં સરખાવવા જેવું છે.

વીતક વાતડી ક્યાં જઈ કરતાં રે ?
દાઝયા દિલે સખિ ક્યાં જઈ ઠરતાં રે ?
શે મિષે વીસર્યાં મહિયર મીઠાં રે ?
દીઠલાં કેમ કર્યાં અણદીઠાં રે ? ”

આ પ્રશ્નોના ઉત્તરમાં જ નવોઢા ‘ સાસરી ’નાં સુખ વર્ણવે છે અને સુખવર્ણન સામાન્યરૂપે પણ સમેટે છેઃ

“ નવલું જગત નવા હેતથી હરખે રે,
મીઠી આશીષના મેહુલા વરસે રે;
ઊંચી આશા કેરી ડાળીઓ ડોલે રે,
ત્યાં સખિ ! વાલ્યમ હૈયાં હિંચોળે રે. ”

સાસરીના સુન્દર ચિત્રમાં સુન્દરતમ અંશ આઃ “ વાલ્યમ હૈયાં હિંચોળે ”. હાવા રસિક આલેખનસ્પર્શોમાં કાવ્યના આકર્ષણની કૂંચી છે. પણ ‘ સાસરી ’નાં સુખ છતાં મહિયર ભૂલાતું નથીઃ

“ તોય ન મહિયર મનથી વછૂટે રે,
એક ઘડી એનો તાર ન તૂટે રે;
સૂતાં સેજલડીમાં સોણલાં આવે રે
ભીંજવે આંખ્ય ને તનડાં તપાવે રે. ”

આ દ્વિધાવૃત્તિનું કારણ શું હશે ? સાસરીનું સુખ અંતઃસ્વરૂપે ઊણું જ ? કે નવોઢાને હજી મહિયરનાં સ્નેહબન્ધન રસભીનાં અને આકર્ષણ કરી રાખનારાં છે તે ? કારણ ખરું જુદું જ છેઃ આપણા સંસારની ઘટનાનું વિશિષ્ટ સ્વરૂપ.

લગ્ન થયું એટલે યુવતી માતાપિતાના ઘરથી સદાની છૂટી એમ પાશ્ચાત્ય સંસાર જેવી ઘટના નથી. યુવતીનો એક પગ સાસરામાં ને બીજો પિયરમાં; હૃદયને સાંધનારી એક દોરી માતાપિતા સાથે બીજી દોરી પતિના ઘર સાથે;—એ સ્થિતિનું પરિણામ આ છે; હેની રસિક બાજૂ દર્શાવવામાં કવિની કળા છે. કાલક્રમે આપણા સંસારનું આ સ્વરૂપ બદલાતું જાયછે અને જશે, હેવા સમયમાં આ રસિક ચિત્રને સ્થાયી રૂપ આપનારાં હાવાં કાવ્યો મોંધા મૂલનાં ગણાશે.

આ કારણથી જ " **આણાં** " કાવ્યમાં પણ ચારુતાનું દર્શન થાય-છે; નવોઢા માતાની તરફથી † આણું આવવાની ઉત્કંઠાથી વાટય જુવે-છે; અને

" આવી—આવી વગડા વીંધી વ્હેલ જો,
ઘુઘરીએ ઘમઘમતા આવ્યા ઘોડલા;
આ જ ફળી અંતરની એકલ આશ જો,
મીઠલડી માવડીએ આણાં મોકલ્યાં. "

આખું કાવ્ય સુન્દર વાત્સલ્યાદિક રંગોથી રળિયામણું છે. આપણે તો છેલ્લી કડીથી જ મન વાળીશું:

---

† આ શબ્દ—' આણું '—સાસરેથી વહૂને તેડવા આવે તે અર્થમાં પ્રથમરૂપે વપરાયછે. પરંતુ માતાને ઘેરથી આવે તે પણ ' આણું ' કહેવાય છે ખરું.

' શેર કાંતુંને શેરડિયે જઈ આવું રે બાઇ,
માંડીને ભળી આવું કે આણાં જ મોકલે, '—ખાયણાં

એ લોકગીતમાં આ ઉત્તરોક્ત અર્થ જ છે.

"વસમી લાગે ભવની લાંબી વાટય જો,
મહિયરની મારગડે શીળી છાંયડી;
પળપળ પીવાં કૈંક જગતનાં ઝેર જો,
માડીના કરમાં ય સજીવન સોગઠી."

એમ કેમ વારુ? "સાસરી" માં એ 'સજીવન સોગઠી' નહિં જ કે? 'આર્ય' સંસારમાં સાસરામાં વસ્તુતઃ ભોગવાતાં દુઃખની કાળી છાયા અહિં ગુપ્ત હશે?—એમ તો નહિં; કવિની પ્રતિજ્ઞા તો 'આર્ય' સંસારના ઇન્દ્રધનુરંગ ચમકાવવાની જ જણાયછે. એ જ પ્રતિજ્ઞાના અંગ તરીકે મહિયરના સ્નેહરંગો પ્રાબલ્યનું દર્શાવવાનો પણ હેતુ ખરો. એ હેતુ "સંદેશ" કાવ્યમાં વિશેષ પ્રગટ રૂપે દેખાયછે:

"ઊંચાં આકાશનાં આંગણાં,
સખિ નીચા તે મેઘલ મ્હેલ રે;
આંખડી આંસુ ભરી રે.
ઊંચે ચંદા ચળકી રહી,
કાંઇ નીચાં ઢળે એનાં નેણ રે.
ઊંચે ઉરે હું એકલી,
વહે નીચાં નેણોનાં નીર રે.
ભીંજે હૈયાનો હીરલો,
મારાં ભીંજાય નવરંગ ચીર રે.
ચંદા! ચટકતી ચાલતાં,
જરી શુણજે વિજોગની વાત રે.
એક સંદેશડો આપજે,
મારી ઝુરી મરે જ્યાં માત રે."

'કાવ્યના ઉત્તરાર્ધમાં ઝુરી મરતી માતાનું ચિત્ર પણ હેવુંજ આર્દ્રતાજનક

છે. હિન્દુ સંસારનાં બીજા સ્વરૂપનું દર્શન અહિં નથી. આ ચિત્ર માત્ર નવોઢાના હૃદયની લાગણીઓનું જ છે. કાળ વહી જશે, સાસરામાં પોતે 'વહૂ' મટી ગૃહિણી થશે, માતા થશે, ત્યહારે વળી રંગ બદલાશે; ત્યહારે કણ્વઋષિયે શકુન્તલાને કહ્યું હતું કે

**ममविरहजां तत्त्वं वत्से शुचं गणयिष्यसि ।**

તે સ્થિતિ પરિવર્તન થશે. પછી આ ગૃહિણી માતાને વળી પોતાની પુત્રી માટે ઝુરી મરવાનો વારો આવશે, એમ શૃંખલા ચાલી જ જશે;—નવા જમાનાના ફેરફારો બીજી ઘટના ઉભી કરશે તો તે જુદી વાત.

"આર્ય" સંસારનું એક બીજું કાવ્ય લઇને એ વિષય પડતો મૂકીશું. "રૂપાળી રાત્ય" કાવ્યમાં લગ્નવિધિ થયો તે પ્રસંગનું ભાવભર્યું સ્મરણ સુન્દર વાણીમાં છે. ત્હેમાં માબાપ કન્યાદાન કરેછે અને આપણા શાસ્ત્રોક્ત વિધિનું લગ્ન છે એટલોજ અંશ "આર્ય"ત્વનો છે. બાકી હેમાં જે જે હૃદયભાવ કન્યાના ઉરના આલેખાયાછે તે હાલના બાલલગ્નપ્રધાન સંસારને વિશે તો અસંભવિત બનેછે.

"મનનો માનેલ મળ્યો મોરલો," "જોડયા એ પ્રાણ હતા જુજવા," "લીધા દીધા તે કાલ કાળજે" ઇત્યાદિ સ્થિતિ બાળકી કન્યાને વિષે બંધ બેસતી જ નથી.

આ "રૂપાળી રાત" કાવ્ય વાંચીને, જુદા અને કાંઇક વિપરીત સંબન્ધ વડે, મણિશંકર ભટ્ટનું "આપણી રાત્ય" કાવ્ય સ્મરણમાં આવેછે. બોટાદકરનું કાવ્ય લગ્નવિધિની રાત્રિનું કોમળ ભાવો આલેખતું સ્નેહના રસિક છતાં મર્યાદાશોભિત સંસ્કારો ઝણઝણાવતું, ચિત્ર આપણી સમક્ષ મૂકેછે, ત્યહારે મણિશંકરનું કાવ્ય પ્રેમપરવશ અને કામપરવશ

સુખના વિશ્રબ્ધ, ગોપ્ય, વ્યવહારો પ્રગટ કરતું ચિત્ર ઉપસ્થિત કરેછે; મર્યાદાનો ભંગ ઉદ્ધત નથી. છતાં

વદને નવજીવન નૂર હતું
નયને પ્રણયામૃત પૂર હતું;
હૃદયે રસમાં ચકચૂર હતું,
મને સાંભરે આપણી રાત, સખિ !

તારું સ્વાર્પણ અંતરમાં જ લહું;
કથા અદ્ભુત એ જઈ કોને કહું ?'
સ્મરનાં જલમાંહિં નિમગ્ન રહું !
મને સાંભરે આપણી રાત, સખિ !

એ સંયમયુકત શબ્દોમાં ઢાંકયા છતાં ઉઘાડો પાડી દીધેલો વિહાર, અથવા તો

પ્રાણો આપણાનો ત્યારે યોગ થયો,
અંગેઅંગનો ઉત્તમ ભોગ થયો;

એ પંક્તિયોમાંનો પ્રગટ સમાગમવિલાસ, બોટાદકરના મલાઝાવાળા ચિત્રમાં પ્રવેશ જ પામે એમ નથી; પ્રસંગ જ જુદા છે; પરંતુ બોટાદકર હેવા પ્રસંગનો સ્પર્શ ના કરે.

"આર્ય" સંસારને લગતું હજી એક કાવ્ય મનોહર સુભગત્વ-વાળું જોયા વિના રહેવાતું નથી. "વાત્સલ્ય" કાવ્યમાંની ચારુતા જોવા જેવી છે. આપણા કવિને ગૃહજીવનનો એક કોમળ ભાવનાપ્રસ્નવભર્યો ગૂઢ, શાન્ત, ખૂણો જોવો અને જોવડાવવો એ અતિપ્રિય વસ્તુ લાગેછે, અને તેથી જ તે પ્રસંગ તેમનાં કાવ્યોમાં રૂપાન્તરે પુનઃ પુનઃ દેખા દેછે. સ્તનંધય શિશુ તરફ

માતાનો સૂક્ષ્મ સ્નેહ હેને અન્ય કાર્યોના વ્યાપારમાંથી એકાએક કે'વો આ-કર્ષી લઇને પોતાના વત્સલ અને પ્રિયકતવ્ય તરફ દોડાવેછે તે ચિત્ર ચારુતાથી ચીતરતાં બોટાદકરને જ આવડે છે. ઉદાહરણો લઇયે:

( ૧ ) પનઘટ ઉપર ગયેલી લલના:

" સદન સંભારતી સુતવિરહવિહ્વલા
ભરિત ભાજન ગ્રહી પંથ પળતી;
ભાર ગૃહરાજ્યનો સતત શિર જે વસે,
વારિના ભારની કોણ ગણતી ?
( " શૈવલિની, " પૃષ્ઠ ૫૫ ).

( ૨ ) દધિમન્થનના ઉત્સાહયુકત કાર્યમાં ક્ષણભર વિશ્રામ લેતી સુન્દરી:

ગ્રહી અંચલ ચંચલ વસ્ત્રવડે
મધુરાનિલને ભજતી વ્યજને;
ફરી બન્ધન કેશતણું કરતી,
પળમાં સઘળો શ્રમ સંહરતી.

એ વિશ્રામ લીધો ના લીધો એટલામાં

સુતના સ્થિર દોલન પાસ જઇ,
હળવે હળવે કર પ્રેંખ દઇ,
નિરખી મુખને બળ નવ્ય ધરી;
ફરી મન્થનકાર્યવિલીન થતી.
( ' શૈવલિની, ' પૃષ્ઠ ૫૧ )

( ૩ ) ગરબામાં " અલબેલડી વિમલરસવેલડી સકલસાહેલડી " નું " મધુર મંડળ મચ્યું ભાવભીનું " ચિત્ર કવિની ચતુર

લેખનીવડે આલેખેલું આપણે ' રાસ ' કાવ્યમાં જોઇયે છિયે;
ત્હેમાંથી

દૂરતરબાલરોદનશ્રવણસંભ્રમા,
સકળ સહિયર તણો સંગ છોડી;
ભવ્ય વાત્સલ્ય ભરી અજબ ઉત્કંઠનથી,
ચપલગતિ ઘર જતી કોઇ દોડી;
હૃદયપીયૂષરસપાનથી પોષતી,
શયિતસુતવદનપર દૃષ્ટિ દેતી;
આવી ઉતાવળી, શીઘ્ર સખીમાં મળી,
સ્વર તુરત મધ્યથી ઝીલી લેતી.
( ' નિર્ઝરિણી ' પૃષ્ઠ ૨૯ )

આમ આ વાત્સલ્યના પ્રસવના છૂટક પ્રસંગને ઉપરનાં ત્રણ ઉપચિત્રોમાં
રસિકતાથી આલેખ્યાછે. ત્યહારે " રાસતરંગિણી"માંના " વાત્સલ્ય "
નામના કાવ્યમાં એ જ પ્રસંગને કાંઈક લલિતવિસ્તારથી ખીલાવ્યોછે.
આરમ્ભમાં ' શરદ સુધાભરી રઢિયાળી રાત'માં 'આભ ઉજાળતો રે વરસે
નેહ નિશાનો નાથ ' એ ચિત્રની રમણીય પશ્ચાદ્‌ભૂમિ ચીતરીને, સહિ-
યર સહુ મળી રમતી રંગ ભર્યો " રાસ ' આપણી સમક્ષ મૂકીછે;
ત્હેમના ગાનની અસર અવની ને આકાશને ગજવવાની કહેવાની સાથે, એ
ગાનનું આકર્ષણ પ્રકૃતિના અંશોને થયેલું સુન્દર શબ્દોમાં વર્ણવ્યુંછે.

રંગે રીઝતો રે ચૂક્યો ચાંદલિયો નભચાલ,
થંભ્યા તારલા રે થંભ્યા ડોલનતા દિક્‌પાલ.
વનના વાયરા રે થંભ્યાં નદીઓકેરાં નીર,
કર સંકોરતાં રે થંભ્યા તરુવર તેને તીર.

( આ પ્રકારનું ગીતની અસરનું ચિત્ર કવિતાસાહિત્યમાં લાંબા કાળથી જૂના નવા કવિયોએ જુદી જુદી ચારુતાથી ચીતર્યું છે; નવીનમાંથી એક જ ઉદાહરણ:

" વાગી વીણા, જળ થિર થયું, વ્યોમમાં ઇન્દુ થોભ્યો.
ધીરો ધીરો અનિલ સુણતો જો ! ઊભો ગાન લોભ્યો "
( ' નૂપુરઝંકાર; ' પૃષ્ઠ ૩૨ ).

તથાપિ આપણા કવિનું આ ચિત્ર અનુકરણના આરોપને પાત્ર નથી. પૂરેપૂરું સ્વતન્ત્ર કલ્પનાનું ફળ જ લાગેછે. )

આમ સંગીતનો રંગ જામી ગયોછે, અને એકાએક

આ શું એકલી રે સહિયરકેરો છોડી સંગ,
ચાલી ચોંપથી રે રૂડા રંગતણો કરી ભંગ.

અહિંઆ ભંગનું કારણ એકદમ નથી બતાવતા, પણ વિસ્તારવાળી શૈલી સેવીને કારણોની કલ્પનાઓ રજૂ કરેછેઃ

આવ્યો આકરો રે શું કૈં સાસૂ તણો સંદેશ ?
ગાણું ના ગમ્યું રે રમતાં રીસ ચઢી ગઇ છેક ?
ફરતાં ફૂદડી રે આવી અંતર માંહિ ઉછાળ ?

એ શંકાઓનો ઉત્તર હેવી જ વિસ્તારપર શૈલીમાં આપેછેઃ ।

આવ્યો આકરો રે, ના કૈં સાસૂનો સંદેશ.
નહિં નહિ રૂસણાં રે, લાગ્યો થાક નહિં લવલેશ.

અને ખરૂં કારણ આખર કહી દેછેઃ।

પોઢ્યા † પારણે રે આવ્યા બાળકુંવર કે યાદ
રસભર રાસની રે એથી તૂટી મન મરજાદ.

એ સુન્દરીના હૃદયની સ્થિતિના વર્ણનમાં વળી બે પંક્તિયો રોકીને, પછી હેના પલાયનનું વર્ણન આપેછે; અંતે ઘરમાં આવીને

મનહર મોઢડાં રે જોતાં હૈયું ઉચરે ' હાશ '
અડતાં અંગને રે ઉપજે અણમૂલો ઉલ્લાસ;
ઉર આલિંગને રે લેતી દેવભવનની લ્હાણ,
ચારુ ચુંબને રે મળતી મોક્ષ તણી કે માણ્ય.

આ સુન્દર ચિત્ર આટલે કવિ અટકીને ખશી નથી જતો; અથવા ખશી જાય. અને દૂર ઊભા ઊભા, રસિક સમભાવયુક્ત, પ્રેક્ષકનું સ્થાન લઇને ઉદ્‌ગાર કાઢેછેઃ

એ છબિ આગળે રે ઝાંખા કોટિક શશિયર સૂર,
એ સુરભિ કને રે ફીકી ફુલડાંની કે ફોર;
એ રસ આગળે રે ઓછો રાસ તણો રસરંગ,
એ પળ આગળે રે સૂકા ભવના ભવ્ય પ્રસંગ.

બસ. કવિ બંધ પડેછે. આ ઉદ્‌ગાર પછી સુન્દરીને પાછી ' રાસ ' માં શામિલ કરાવે તો રસભંગ જ થાય.

---

† ' પાલણું ' કે ' પાળણું ' શબ્દ તજીને ' પારણું ' એ અશુદ્ધિ અત્યન્ત શ્રવણકટુતાભરી લાગેછે. ' શૈવલિની ' પૃષ્ઠ ૬૬ ના કાવ્યના પ્રથમ ચરણમાં તો ' પાલણે બાલ જનની ઝુલાવે ' એ સુધારવાથી પદ-લાલિત્ય પણ સચવાય એમ છે.

આ કાવ્યની આટલી ખૂબી છતાં, વાત્સલ્યના સુભગ પ્રસંગનો સ્પર્શ આછા અને ઓછા લેખનીના લસરકા વડે કરવામાં મ્હને તો વધારે સુક્ષ્મ ચમત્કાર લાગેછે; અને એ કારણથી જ પેલા (૧), (૨), ને (૩). ઉદાહરણવાળાં ઉપચિત્રોને વધારે મોહક હું ગણું છું; ખાસ નં. (૩) વાળાને: હેમાં ભાષા ભારે શબ્દોના ભારથી લચી જાયછે છતાં.

"રાસતરંગિણી"માં એક બીજા પ્રકારનાં કાવ્યો છે: પ્રકૃતિનાં વ્યક્ત સ્વરૂપોના વર્ણનનાં કાવ્યો; ત્હેમાં બે પ્રકારનાં છે: (૧) તે વ્યક્ત સ્વરૂપો કને જ પોતાનો જીવનવૃત્તાન્ત કહેવડાનારાં કાવ્ય; શેલીના Cloud અને 'કુસુમમાળા'માંના 'ચંદા' કાવ્યનાં જેવાં); અને (૨) તે સ્વરૂપનું તટસ્થ રહીને કવિના મુખથી જ વર્ણન કરનારાં કાવ્ય. પ્રથમ વર્ગમાં 'સરિત્ સુંદરી' અને 'વાદળી' એ કાવ્યો ધ્યાન ખેંચનારાં છે; બીજાવર્ગમાં 'મધમાખ' અને 'પોયણી:

**સરિત્સુંદરી:**

હું તો ડુંગર દાદાકેરી દીકરી રે લોલ,
શીળે સ્વભાવ સરિતસુન્દરી રે લોલ.
હું તો માતપિતાને પગે પડી રે લોલ,
વ્હાલાને પન્થ પળી એકલી રે લોલ.

કાવ્યની આ આરંભ પંક્તિયો

કન્યકા હું કુલવતી મુજ માત મોટી મોહિની,
તેજસ્વી સૂર્ય પિતાજી મ્હારા, ત્હેમનાથી રહું બ્હીની;
માત મ્હારી પૂજ્ય ત્હેની પ્રદક્ષિણા કરું હરખી,
મુજ તાત તે પણ પૂજ્ય ત્હેવા, વન્દના કરું દૂરથી.

× × × ×

ફરૂં બ્હીતી તાતથી, પણ માત મુજ મન ભાવતી
નિજ સંગ લેઈ ધીમી ધીમી પ્રદક્ષિણા જ કરાવતી.

એ 'કુસુમમાળા'માંના ' ચંદા ' કાવ્યની પંક્તિયોનું સબળ સ્મરણ કરાવેછે; ' ચંદા ' માંની કલ્પના ખગોળશાસ્ત્રનાં સત્યોને અવલમ્બીને પ્રાદુર્ભૂત થઇછે; ' સરિત્સુન્દરી ' કાવ્યમાં તેમ છેક નથી; જો કે અસંભવ દોષ નથી આવતો. તેમ વળી કેટલેક સ્થળે શાસ્ત્રીય વસ્તુસ્થિતિનો ગૂઢ સંબન્ધ જણાય પણ છે:

પણે ઉભો પ્રાણેશ રહ્યો રાજતો રે,
ઘેરાં શાં ગાન વડે ગાજતો રે;
આવે સામો અચૂક અલબેલડો રે,
વ્હાલો જણાય વ્હાલઘેલડો રે.

નદી અને સમુદ્રના સંગમ ઉપરના bar–દાંડા–નું પ્રત્યક્ષ દર્શન જેને થયું હશે ત્હેને હામાં સૂચિત થયેલા ચિત્રનું યાથાતથ્ય આપોઆપ જણાઈ આવશે. સમુદ્રનાં મોજાં, ઉજ્જ્વળ હાસ કરતા નદીના મુખમાં ધશી ધશીને પછડાતા ગંભીર ગર્જન કરતાં–એ દૃશ્યમાં સમુદ્રની સરિતાને પણ ભેટવાની ઉત્કણ્ઠા જોવી હેમાં અસત્યભાવારોપણદોષ જેવું નથી. એ ભાવનું ઉત્પ્રેક્ષણ ઉલટું ચમત્કારયુક્ત છે. તેમજ, લાંબા વખતથી જે સમાગમ સાધવા માટે ઉત્કણ્ઠાથી નદી ચાલી આવતી હતી તે આખર સાગરને દેખીને

" પણે ઉભો પ્રાણેશ રહ્યો રાજતો રે લોલ "

એમ ઉદ્‌ગાર કાઢતી કલ્પવામાં પણ પ્રેમસંબન્ધનું ઊંડું સ્વરૂપદર્શન થાયછે. કારવારમાં હું હતો–( કાનડા જીલ્લામાં ), તે વખતે એ

જીલ્લામાં અડધો પ્રદેશ ડુંગરી છે ને અડધો સમુદ્ર કિનારાનો છે તે સ્થિતિમાં સમુદ્રકિનારે લાંબો વખત રહીને, પછી લાંબો વખત ગિરિપ્રદેશમાં પ્રયાણ કરતે કરતે પાછો સમુદ્રકિનારા તરફ હું આવ્યો, અને પર્વતમાંથી ઉતરતી સડક ઉપરથી નીચે દૂર, દૂર, ચળકતા સાગરના ધવલ તરંગોનું દર્શન થયું અને ત્હેનું ગંભીરગાન આછું, આછું સંભળાયું ને મ્હારા મનમાં અસાધારણ ઉલ્લાસ થયેલો મ્હને હજી સ્મરણમાં છે; § અને તેથી સરિતસુન્દરીના આ ઉદ્‌ગારનો ચમત્કાર મ્હને વિશેષ આકર્ષણકર થાયછે. એક વિશેષ વાત : સરિતસુન્દરીને સજીવારોપરૂપક જ આ કવિને હાથે નથી ઘડાયું; સરિતા ખરેખરી સજીવ, સુખદુઃખ, પ્રેમભાવ, ઇત્યાદિ અનુભવનારી સ્ત્રી જ હોય એમ ભાન થાયછે. કવિની સમભાવજનિત કલાનો ચમત્કાર એ છે. " પાણે ઊભા પ્રાણેશ ! " એ ઉદ્‌ગાર કોઇ માનવ વ્યક્તિ જ કરતી હોય એમ ભાસેછે.

આ કાવ્યનો મ્હોટો ભાગ સરિતસુન્દરીનાં સિન્ધુ પ્રત્યેના પ્રેમની કસોટી કરનારાં વચનો વગેરેથી ભરેલોછે; લોકો ત્હેને વારેછે, પાછી વળવાનું કહેછે, સાગરની નિન્દા કરેછે, પરંતુ કોઇનું માનતી નથી;

> વળે પાછાં તો વ્યોમનાં + વિહંગડાંરે લોલ
> કંપીને ભાગશે કુરંગડાં રે લોલ;

---

§ " સિન્ધુઘોષને સંબોધન " એ " હૃદય વીણા " પૃષ્ટ ૧૪૮ મે આવેલા કાવ્યના આરમ્ભમાંના ઉદ્‌ગાર, એ પ્રસંગના ભાવથી જ ઉત્પન્ન થયેલાછે.

+ વિહંગ, અને ' કુરંગ ' જેવા તત્સમ શબ્દોને અસંસ્કૃત પ્રત્યય ( તુચ્છકારવાચક ) લગાડ્યો છે તે અહિં લગાર પણ ઔચિત્યભંગ કરતો નથી; કોણ જાણે શી કવિની વાણીમાં ગૂઢ સુસંગતત્વ કલા છે !

વળે માયાનાં બાળ ભોળાં માનવી લોલ,
એની શી શીખ ઉરે આણવી રે લોલ.

વળી કહેછે.

જશે થાકી તો સેવકો શરીરના રે લોલ.
એવાં તો રોદણાં અધીરનાં રે લોલ,

ધીર દૃઢતાથી દીર્ઘ પ્રવાસ પછી પ્રિયસમાગમ પામી તે વખતે "હું તો થંભી લગીર ગઈ લાજથી રે લોલ." એમ પોતાના હૃદયની વિરોધાભાસવાળી સ્થિતિના વર્ણનમાં કવિયે નારીહૃદયની સૂક્ષ્મ નાડી-પરીક્ષા મનોહર રીતે કરીછે:

"**વાદળી**"

ઉંચા આભને અંકે રે વસું હું તો વાદળી;
કૈંક ભાવથી ભીની રે ઝીણી મુજ જાતલડી;
મારો કંથ કોડીલો રે મનોહર મેહુલિયો,
રસ ગાનને ગાતો રે નેહે ભર્યો ન્હાવલિયો."

આમ કાવ્યનો આરમ્ભ છે. અહિં 'વાદળી' અને 'મેહુલિયો' અર્થાત્ મેઘ એ બે વચ્ચે ભેદ સમઝાય હેવો નથી જણાતો, એમ કાંઇક તાણીતૂસીને બેસાડવું પડે એમ લાગેછે. છતાં આ ઊનતાની પૂરણી કવિ તરત જ અદ્વૈતદર્શનની મદદથી કરેછે:

"ઉર એક અમારાં રે, ન્યારાં તન તેમ નહિ,
એમાં હું ને એ મુજમાંરે એવી રસ રીત રહી."

છતાં જેમ અદ્વૈત સિદ્ધાન્તમાં ઘણુંક ખૂંચે છે તેમ આ સમાધાનમાં પણ કશુંક, કહિં, ખૂંચે છે ખરૂં.

આ કાવ્યમાં પણ 'મેઘ' તથા 'ચંદા' ( કુસુમમાળા ) જેવાં કાવ્યોની છાયા પ્રગટ છે;

ચારુ પિયર પનોતું રે સોહે સખિ સાગરમાં,
એનાં નીર નવેલાં રે ભર્યાં મુજ અંતરમાં.
ભલે ખારસરેલાં રે કોડે હું તો પાન કરૂં,
પણ વિશ્વની પાસે રે ભલાં કરી ભેટ ધરૂં.

એ પંક્તિયોમાં 'મેઘ' ની છાયા માત્ર જ છે; રૂપાન્તર, દર્શનાન્તર, સ્વતન્ત્ર કૃતિનું જ છે.

કદી ચાલતી ચંદા રે આવી મુજ ગોદ વસે,
ઘડી બે ઘડી બેસી રે જતાં નવાં હેત હસે;
ઉરમાંહિ આળોટી રે તારાગણ થાક ત્યજે,
જનની ઉર જેવા રે મીઠા મુજ ભાવ ભજે.

એ પંક્તિયોમાં 'ચંદાની' પ્રતિચ્છાયા મેઘને ચંદાના પરસ્પર સંબન્ધના પરિવર્તનવાળી જણાયછે. 'ચંદામાં' મેઘને ચંદાના પોતાને સિંહાસને બેસાડે છે, અહિં વાદળીની ગોદમાં ચંદા ભરાયછે; આ કાવ્યમાં તારાગણ વાદળીના ઉરમાં આળોટેછે, 'ચંદા' માં હીરા અને રૂપાતણી ગેંદા (અર્થાત્ તારા) વડે ચંદા રમત રમેછે; એ અનુકરણ નહિં પણ અનુસરણ છે; કવિત્વ કલ્પના સ્વતન્ત્ર છે.

આ 'વાદળી' કાવ્યમાં કવિયે પ્રસંગવશાત્ સૂક્ષ્મ સ્ત્રીહૃદયદર્શન પણ કર્યું છે.

ઊંડી અંતર પીડા રે કહેવી નહિ કોઈ કને,
એવી નારીની નીતિ રે ગમે મન માંય મને;
વીતી વાત વીસારી રે સદા હરખે હસવું,
એવું હોંશીલું ઊંચે રે વિમાન ચઢી વસવું.

હવે વળી જુદા પ્રકારનાં બે કાવ્યો જોઈયે: "ભવસાગર" અને "ઝેર." —**ભવસાગર** —આ રૂપક અતિરૂઢ છે, તેથી હેનો ચમત્કાર ક્ષીણ થયો લાગે. પરંતુ આ કાવ્યમાં એ સાગરને નયન સમક્ષ આણ્યોછે, હેનાં લક્ષણ, ગુણ, ભયસ્થાન, દર્શાવ્યાંછે, અને પરમ લક્ષનું દર્શન પણ કરાવ્યુંછે:

જો ! જો ! સખિ ! પેલો સાગર ગાજે,
રંગ તરંગ શા રાજે રે !
ભવસાગર ગાજે.

આરમ્ભમાં 'ભવ' એ ઉપમેયનું નામ જ નથી, અને સાગરનું જ દૃશ્ય, રૂપકદ્વારા નહિં પણ રૂપકાતિશયોક્તિદ્વારા, કરાવતાં વાસ્તવિક સાગરનાં અંગો વ્યક્તિત્વ સ્થાપનારાં મૂલગત અંગો,—તરંગના રંગ અને ગર્જનનો નાદ આપણી સમક્ષ રજૂ કર્યાં. અને તરતજ 'ભવસાગર' એમ રૂપકના પ્રકારમાં ભવનું દર્શન કરાવ્યું.

એ ગાનનું માધુર્ય અને રહસ્ય રસિક જનો જ જાણી શકે; જીવનને આમ સુન્દર અને તે સાથે જ ગૂઢ ભેદ સૂચવતું દર્શાવતાં કહેછે.

ગાન મધુર રહે કાંઈ ગાતો,
કેંક વદે ઝીણી વાતો રે—ભવસાગર ગાજે.
એ સમજે ઉર કોઈ સુહાગી,
જે રસનાં અનુરાગી રે.—ભવસાગર ગાજે.

એ ગાનનું રહસ્ય બુદ્ધિગમ્ય નથી, હૃદયગમ્ય છે; તે પણ સર્વ હૃદયથી સમજાય નહિં રસિક ધન્ય હૃદય જ હેનાં અધિકારી છે, માટે 'ઉર કોઈ સુહાગી' અને 'રસનાં અનુરાગી' એ વિશેષણો અર્થગર્ભ મૂકયાંછે.

માત્ર રસલાભજ એ સાગર ગાનનો લેવાય છે એમ નથી. વિશેષ સ્થાયી મૂલના ફલપ્રાપ્તિ જીવનમાંથી ગુણયુક્ત પુરુષને લભ્ય છે; માટે કહેછેઃ

માંહિં ભર્યાં મોંઘા મૂલનાં મોતી,
ગુણિયલ લે જન ગોતી રે.—ભવસાગર ગાજે.

સાગરનાં અમૂલ્ય ફળ મોતી જ હોય; જીવનનું સુફલ શ્રેયઃ—સિદ્ધિ તે કોને મળે ? ગુણવાળા, અધિકારી, મરજીવાઓને જ મળે. કારણ પ્રીતમ ભગત આપણને કહેછે જ કે

" સિંધુ મધ્યે મોતી લેવા માંહિં પડયા મરજીવા જો ને. "

કેમકે " હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જો ને. " 'ગુણિયલ' અહિં હેવા મરજીવા શૂરા માટે હું સમજું છું.

સાગરમાંના ખડકને કવિ કોરે મૂકીને પેલી પાર રહેલા પ્રભુ ધામનાં સુભગ દર્શન કરાવેછેઃ

સામે તીરે પ્રભુ ધામ પનોતાં,
જગતની વાટડી જોતાં રે.

આ આકર્ષક લક્ષ્ય કો'ને ના લલચાવે ? સાગરમાં તરતાં, તરેલાં, દેવને દેશ વસેલાં, વળી કોઇ ભારભર્યાં ડૂબતાં ( મનનાં મીઠાં નહિં તેથી ડૂબતાં ), હેવાંથી ભરપૂર સાગરમાં કવિ ઝંપલાવવાનું નિમંત્રણ કરેછે. તે માટે સાધન

હેતતણી રચિયે રૂડી હોડી,
જાય તરી દોડી દોડી રે—ભવ સાગર ગાજે.

અતિ રૂઢ રૂપકના પાયા ઉપર રચીને આ કાવ્ય કાંઇક નવીન ચમ-

ત્કારથી કવિયે ભર્યું છે; અને એ કાવ્ય હેમનાં અન્ય વર્ગનાં કાવ્યોથી કાંઇક જુદા વર્ગમાં સ્થાન લેછે.

'ઝેર'—આ કાવ્ય પ્રથમ દર્શને સરળ છે. પરંતુ મ્હને હેમાંના એક ભાગમાં ગૂઢતા, અગમ્યતા, જ લાગેછે. ફૂલ વીણતે વીણતે કાળુડો નાગ ડસ્યો, અને યુવતી ઝેરથી બેભાન થઇને પડી; સાસુ, દેરાણી, જેઠાણી કલ્પાન્ત કરેછે; જેઠ કંઇ કંઇ ઉપાય કરેછે, ઝેર હઠતું નથી ઊડું ઊડું જતું જાયછે. ત્યાં એકાએક

આવ્યો જોગી ત્યાં એક ( ૨ )
દેવ જેવો દેખાવડો રે લોલ,
છાંટયાં નેણાંમાં નીર ( ૨ )
એક ટહુકો કશો કર્યો રે લોલ.

તરત ઝેર જતું રહ્યું, યુવતી ઝબકી જાગી ગઇ, ને

એના ઊંડા કૈં ભેદ ( ૨ )
પાદ પડતી પૂછી રહી રે લોલ
" આવ્યાં ક્યાંથી અવધુત ?
જટા આ શી શિરે ધરી રે લોલ ?"

જોગી ઉત્તર દેતે પોતાની ઓળખ આપી દેછે:

ઘેલી ઘેલી હો નાર ! ( ૨ )
ગઈ ભૂલી શી ભીંતડી રે લોલ ?
દીધાં દાદાએ દાન ( ૨ )
પેલા માંડવની પ્રીતડી રે લોલ.

હથેવાળાનાં હેત (૨)
ચાર મંગળ ચૉરી તણાં રે લોલ ?
ભાવભીના એ લેખ (૨)
એજ કામણ કોડામણાં રે લોલ."

આ રમણીય ભલે છે. પણ નાગ તે શું ? ઝેર તે શું ?

અહો ! દ્વેષીલા ડંખ (૨)
હશે હાવા અનૂગતા રે લોલ ?
જગતજૂનાં એ ઝેર (૨)
ભાન આતું ભૂલાવતાં રે લોલ ?

કાવ્યને અંતે આ પ્રશ્ન કવિ પૂછેછે, ને હું પણ પૂછું છું—એ જગત જૂનાં ઝેર કિયાં ? અને આ ચિત્ર અને ચમત્કારનું વ્યડંગ્ય શું ? અતિ અસ્પષ્ટ વ્યડંગ્ય હોવાનું દૂષણ જ જણાયછે. પછી કાંઇક હેની કૂંચીથી હું એકલો અજાણ હોઉં તો પ્રભુ જાણે.

પણ જરાક થોભું. કૂંચી કાંઇક જડે છે; "જગત જૂનાં" વિશેષણ-માં કાંઇક કૂંચી હશે. પ્રિયવિરહની વેદના તે ઝેર હશે બીજા કોઇથી તે શી રીતે શમે ? પ્રેમનો જાદૂગર પતિ આવ્યો એટલે જ ઝેર શમી ગયું. આમ હશે. બેભાન થઈ, તે બીજાને તો સર્પદંશનો જ વ્હેમ આણે, માટે નાગ આણ્યો; કલ્પિત, રજ્જુનો સર્પ પણ નહિં, પણ અદૃષ્ટ સર્પ. આમ બંધ બેસાડીશું તોપણ, તોપણ, જોગીનો વેષ ધરીને પતિ આવવાનું પ્રયોજન સમઝાતું નથી, તેમજ પતિપત્નીના પ્રશ્નોતરમાં પણ ઉપર કલ્પેલું સમાધાન પૂર્ણરૂપે ગોઠવાતું નથી.

આ નવીન રૂપનું કાવ્ય બોટાદકરની અન્ય કૃતિયોથી આમ ભિન્ન પડેછે. ત્હેને માટે જુદો વર્ગ નથી એ પોતેજ પોતાનો વર્ગ બનેછે.

" રાસતરંગિણી " ના સ્વરૂપથી વિલક્ષણતા—હેની પૂર્વે આવી ગયેલા ત્રણ સંગ્રહથી એ સંગ્રહને જુદો પાડનારી વિલક્ષણતા—હેની ભાષામાં તથા પદ્યરચનાના પ્રકારમાં છે. પૂર્વગત સંગ્રહોની ભાષા પ્રૌઢ, પંડિતભોગ્ય, સંસ્કૃતમય, શબ્દોથી સુઘટિત રીતે ભરેલીછે; તો આ રાસતરંગિણીની ભાષા અપ્રૌઢ, સરલ, કાંઇક લૌકિક ( ગ્રામ્ય નહિં, લૌકિક ) રૂઢતાથી અંકિત, છતાં માધુર્યભરી છે. પદ્યની છન્દની યોજના પણ સંસ્કૃત વૃત્તોનો તથા છન્દોનો સર્વથા ત્યાગ કરીને ગરબીઓ જેવી રચના વડે લૌકિક સ્વરૂપ આદરે છે. તળ ગુજરાતમાં જેને ગરબા, કહિયે છિયે ત્હેને કાઠિયાવાડમાં *' રાસ ' નામથી ઓળખવામાં આવે છે એમ જણાય છે. હાવા રાસના સંગ્રહ માટે છન્દ તેમજ ભાષા ' રાસ તરંગિણી ' માં છે તેજ ઉચિત છે હેમાં સંશય નથી. લૌકિકસ્વરૂપ ભાષા તેમજ છન્દમાં સાધવાની સાથે ગૌરવનો ત્યાગ નથી થયો એ બોટાદકરમાં કવિ તથા પંડિત એ અંશના સુભગ સંયોગનું પરિણામ જણાયછે.

### શૈવલિની.

આ × પાંચમો કાવ્યસંગ્રહ. આ સગ્રમ છાપવા અપાતા પ્હેલાંજ કવિનું અવસાન થયું; અને સંગ્રહની યોજના પણ એ કરતા ગયા ન્હોતા. પરંતુ નદીના અર્થનો શબ્દ યોજવો એમ હેમની ઇચ્છા હતી હેવી માહિતી રા. દાણી તરફથી મળી અને નામ પાડવાની માગણી પણ એઓએ કરી,

---

*' રાસ ' નો અર્થ સંસ્કૃતમાં તો નૃત્ય, દાંડિયા લઇને અથવા ઇતર રીતે, અનેક વ્યક્તિયો ભેગાં મળીને ચક્રાકારે ફરે તે'લા પુરતુંજ નૃત્ય, એમ અર્થ છે. હેમાં સાથે ગીતનો અંશ ભળતો નથી ગરબી, ગરબામાં ગીતનો અંશ મુખ્ય છે ચક્રમાં ફરવું તે આનુષંગિક છે. આ ભેદનો લોપ થઇને કાઠિયાવાડી ' રાસ ' નો પ્રયોગ થયો છે.

× ગ્રંથના આરમ્ભમાં ચતુર્થ શબ્દ પડી ગયો છે તે ખોટો સમજી પંચમ શબ્દ વાંચવાની વિનંતિ છે.

તેથી 'શૈવલિની' એમ નામ મ્હેં પાડી આપ્યુંછે. આ સંગ્રહમાં આવેલાં કાવ્યો પૂર્વંગત ચાર સંગ્રહથી અન્તઃસ્વરૂપે ભિન્ન નથી જ. વસ્તુતઃ પ્રથમ સંગ્રહમાં એક પ્રકારનું કૌટુમ્બિક સમાનતાનું લક્ષણ છે જ; અને બહુધા તેમ હોય જ. અલબત, ભેદકઅંશ પણ આપણે જોયાછે. એક પિતાનાં સંતાનોમાં પણ એ જ રીતે સમાનતા અને ભેદ હોયછે. આ પાંચેમાં કવિત્વવૃત્તિ અને કવિત્વરીતિમાં એ સમાનતા છે. પાછલા સંગ્રહોને મુગ્ધા, મધ્યા, પ્રૌઢા વગેરે લક્ષણ સંજ્ઞા આપીછે, ત્હેવી સંજ્ઞા આ સંગ્રહને આપવાને માટે ઇચ્છા નથી, અવકાશ નથી. પ્રત્યેક રીતિનો આ સંગ્રહમાં સમાવેશ થયોછેઃ અન્યોક્તિનો, સ્વભાવોકિતનો, 'આર્ય' સંસારદર્શનનો, માનવ-માત્રના ગૃહજીવનના કોમળ દર્શનનો, દરેકને સંબન્ધે જાણવાજોગ ચર્ચા જ કરીશું; બાકી તો પુસ્તક જ મોજૂદ છે.

## અન્યોક્તિ.

પાછળ જણ્યામાં હું ઇશારો કરી જ ગયોછું કે **બોટાદકરની** અન્યોક્તિયો સંસ્કૃતસાહિત્યની અન્યોક્તિ જેવી નથી. પાંચારૂપ અન્યપદાર્થ લઈને ત્હેને સંબોધનનો વિષય કરીને, અથવા ત્હેને વિશે તટસ્થવર્ણન કરીને, અને ક્વચિત્ ત્હેના મુખમાં વચનો મુકીને આત્મકથા ત્હેની કને કરાવીને, અન્યોકિતયો નવી તરેહની ઉપજાવીછે; અને તેથી નવીન પ્રકારનો રસ પરેછે. " જવલન " નામના પ્રથમ જ કાવ્યમાં સૂર્યનું splendid isolation–દીપ્તિમય એકલતા–દર્શાવી છે તે સાથે હેનો દોષજ પક્ષ સબળ શબ્દોમાં વર્ણવ્યોછેઃ

> અયિ દિવાકર ! તો પણ એકલો,
> સ્વજનસંગતિશૂન્ય સદા રહ્યો !

ગ્રહપતિ વિબુધો તુજને ગણે,
નિકટ ના ગ્રહ કોઇ રહી શકે.

*　　　*　　　*

હરઘડી કરી હાસ્ય હસાવવા,
ઉર નિદેશ કશો પણ પાળવા;
સુહૃદ કે પરિચારક સંગમાં,
રહી શકે નહિ કોઈ રસેભર્યાં.

કારણ સ્પષ્ટ છે.

જ્વલન ભીષણ હા ! તુજ જોઇને,
નહિ ગમે કદી સંગતિ કોઇને.

માનવ સૃષ્ટિમાં હાવા જ્વલનભીષણ પુરુષો પોતાની દેદિપ્યમાન વિચ્છિન્ન દશામાં ફળો ભોગવનારા આપણે શું નથી જોયા ? આ એકલતા અને “કલ્લોલિની” માંના “એક વૃક્ષને” કાવ્યમાંની એકલતા એ બેનાં દર્શન કાંઈક જુદી જુદી રીતે થયાંછે. એ કાવ્ય વિશે ચર્ચા હું આરમ્ભમાં કરી ગયોછું તે સરખાવવાથી સમજાશે. એ એકલવૃક્ષની એકલતામાં જ્વલનભીષણ સૂર્યની ગર્વિષ્ઠ અતડાઇ નથી, કોમળ, કરુણાપૂર્ણ, હૃદયની અસહાયતા છે: “સાંખી રહેવું સુખથી સઘળું એ જ છે સૂત્ર હેતું.” એકલવૃક્ષને તો વીંટાયલી વેલી નો સંપર્ક છે, અને હેને સ્પષ્ટ રીતે પોતાના હૃદયની ગમ્ભીરતા ભેદીને દુઃખની ભાગિયણ—દયાભાવને લીધે જ—નથી કરતો, છતાં નિકટ સંપર્ક-દ્વારા ગૂઢ રૂપે—આત્મિક સંભાષણ વડે—કાંઈક આશ્વાસન અપાતું લેવાતું હશે; જ્વલનભર્યા સૂર્યને તો ત્હેમાંનું કશું નથી. હેની ભભકભરી દીપ્ત-દશા તો સંપૂર્ણ છે. વધારે વાત કાવ્યમાંથી જોઇ લેવી.

‘ અભ્રખેલન, ’ અને ‘ ક્ષિતિજ ’—એ કાવ્યમાં કાંઈક જુદી તરેહની અન્યોક્તિ છે. વાદળાંના આકાશમાં વિવિધખેલનું વર્ણન એ ખેલ જેવા જ ચંચલ વાણીવિલાસ વડે કર્યું છે:

કોઇ ધરે ગજ વેશ, કેસરી કોઇ કહાવે,
ગજથી પ્રકટે સિંહ, સિંહ કુંજર બની નાસે;
ખગ, માનવ, પશુ, વૃક્ષ–રૂપ પળપળમાં ધરતાં,
નહિ શ્રમ કે ન વિલંબ વિવિધ એ વેષ બદલતાં.

વાદળાં આમ વિવિધ આકાર ક્ષણે ક્ષણે બદલેછે અને તે વૃક્ષ, વાઘ, માનવ વ્હાણ ઇત્યાદિ જેવા થાયછે, તે આપણે બાળપણે અનેકવાર નિર્દોષ રમૂજ મેળવીને જોયેલું સહુને સ્મરણમાં હશે; પરંતુ આમ લેખનીના ચાતુર્યથી એ ચિત્ર સજીવવાણીમાં મૂકવાની ધન્યતા કવિ માટે જ સરજાયલી. આ અનુભવ એટલો તો રૂઢ છે કે શેક્સ્પીઅરે પોતાના હેમ્લેટ નાટકમાં આજ પ્રકરણના આકારવિકારનું ચિત્ર આપ્યુંછે ત્હેનું અનુકરણ જોવાની જરૂર લાગતી નથી. ( શેકસ્પીઅરે તો વળી હેમાંથી અન્યસાર બોધ કાઢ્યો છે અને પોતાના કાર્યમાં વિનિયોગ કર્યોછે ) આટલા વર્ણન પછી કવિ એ રચનામાંથી અનેક બોધ કાઢેછે:

હા ! જગતના સહુ રંગ, પલટતા ઢંગ હજારો,
સદ્‌ગુરુ થઇને સર્વ તમે તે નિત્ય બતાવો.

ઇત્યાદિ વિવિધ બોધ પ્રગટ કર્યોછે. આમ કરવામાં કલાવિધાનમાં કાંઇક શિથિલતા આવીછે. પરંતુ અન્યોકિતનું રૂપાન્તર જોવા માટે જ અહિં સ્પર્શ કર્યોછે.

“ક્ષિતિજ” કાવ્યમાં પણ અન્યોક્તિનું સ્વરૂપ હોવું જ છે. ( એ રીતિ “કુસમમાળા” માંનાં કેટલાંક કાવ્યોમાં આદરેલીછે. ) ક્ષિતિજ એટલે વ્યોમ અને વસુમતીનો આશ્લેષ : એ સ્વરૂપને પાયારૂપ લઇને એ સ્નેહસંબન્ધના ઉપર કવિત્વભર્યાં ઉદ્‌ગાર કરી, એક ઉચ્ચ તર્કશૃંગ આપણી સમક્ષ ખડું કરેછે:

જગનાં સહુ શાસ્ત્ર સમાપ્ત થશે,
પણ પ્રેમપુરાણ ન પૂર્ણ થશે;
કંઇ વર્ષ પરે વહી વર્ષ ગયાં,
અધુરી પણ જો રહી પ્રેમકથા.
કવિયો કહી કાવ્ય અનેક ગયા,
રસિકો પણ કૈંક નિમગ્ન રહ્યા;
પણ એ રસ તો નહિ શુષ્ક થયો,
નવલો નવલો હજી નિત્ય રહ્યો.

વળી એ પ્રેમના આશ્લેષનું સ્થાન સોધવા જોતાં પ્રયત્ન વ્યર્થ દર્શાવી, કહેછેઃ

ઉરભેદ અગમ્ય સદૈવ રહો,
રસ ભવ્ય નિરંતર એમ વહો,
લઉં શિક્ષણ કૈં તમ દર્શનથી,
કંઇ પ્રેમમહત્ત્વ શકું સમજી;
ફળ એ ઉરને કૃતકૃત્ય કરે,
નહિં અન્ય પછી અભિલાષ રહે.

આમ બોધગ્રહણ આણ્યું છે.

† ક્ષિતિજનું સરકતું સ્વરૂપ કવિયે–" દૂર જ દૂર દિસો હસતાં." વ્યોમવસુમતીના અંત્યનું સ્થાન " નહિ ધાવનથી પણ મેં નિરખ્યું " ઇત્યાદિ સુભગ વાણીમાં કર્યું છે, ત્હેમાંએ સરણશીલ સ્વરૂપને અવગણી હેમાં રહેલા પ્રેમનું જ માહત્ત્વ કવિ આંકેછે.

---

† ' સ્રોતસ્વિનીના ' આશા કાવ્યમાં.

" દૂરે તારો ક્ષિતિજ ઉપરે ભવ્ય આવાસ શોભે " એ કલ્પનામાં ક્ષિતિજની સરણશીલતાનો પાયો છે; અહિં એ જ સ્વરૂપનો કવિયે અન્ય ઉપયોગ કર્યોછે.

તમ મંત્રસમું તમ મેલન એ,
રહી નિત્ય સમીપ ઠગે દગને;

એમ છતાં ઉપર કહેલો બોધ જ પ્રેમમહત્ત્વના શિક્ષણનો લેછે.

" શર્વરી " કાવ્ય અન્યોક્તિ જુદા જ અર્થમાં છે; અન્યની પ્રત્યે નહિં પણ અન્યના મુખની ઉક્તિ એ અર્થમાં છે. આ કાવ્યમાં ' કુસુમમાળા 'નાં ' મેઘ ' અને 'ચંદા' કાવ્યોનું—અનુકરણ નહિ, પણ—અનુસરણ છે. ' કલાપી 'ની " કમલિની " " ચંદા "નું નિર્બળ અને નિષ્ફળ અનુકરણ છે, તહેવું આ ' શર્વરી ' કાવ્ય નથી. એ સમર્થ અને સ્વતન્ત્ર અનુસરણ છે. અલબત્ત, કોઈ કોઈ સ્થળે અનુકરણની સમીપ આવી જવાયું છે ખરું; ઉદાહરણાર્થે,

ચન્દ્ર—રજનીપતિ—

વિસ્તારીને અમિતકર એ ભેટતો અંગ આવી,
ને ઓઢાડે રજતરચિતા સ્નેહથી શુભ્ર સાડી;

આ કલ્પનામાં ' ચંદા ' કાવ્યમાંની મેઘની ચંદા સાથેની રમતની કલ્પનાની છાયા કાંઇક પડી લાગેછે તેમજ ' શર્વરી ' કાવ્યની સમાપ્તિની પંક્તિયો:

ઓચિંતી હું ઝટપ ઝબકી, સ્નેહનાં સ્વપ્ન છોડી,
દોડી જાતિ મુજ સદનમાં કારમો કંપ પામી;

---

એજ મુજને પ્રેમસર આલિંગીને કદી લાડતો,
× × × ×
ને રૂપેરી કોર્યનો રૂમાલ ઘોળો દે કદી;
× × × ×
કો ઘડી વળી શામળી નિજ શાલ લઇ તે વડે.
મારી ઝટપ રમતો રમંતો મુખડું મુજ ઢાંકી દિયે (' ચંદા' )–

'ચંદ્રા' કાવ્યની સમાપન પંક્તિયોના સ્વરૂપની કાંઇક જણાયછે. ૄ છતાં અનુકરણના કરતાં સૂચનાલબ્ધ અનુસરણ આ સ્થળોમાં પણ વધારે લાગેછે.

'શર્વરી' કાવ્યમાંની કલ્પનાઓમાં ક્વચિત અંશતઃ ક્લિષ્ટતા અર્થબોધની સુગમતામાં ભંગ કરેછે. જેમ કે, સૂર્યને શર્વરીનો જ્યેષ્ઠ આરમ્ભમાં જ કહ્યોછે,-રજનીપતિ એટલે ચન્દ્ર-એ સંપ્રદાયલબ્ધ યોજનાના પાયાઉપર વળી ચન્દ્ર અને સૂર્ય વચ્ચે બન્ધુતાસંબન્ધ કવિયે જ ઉપજાવેલો વાચકે સમજી લેવો એમ રાખ્યુંછે; ચન્દ્રનું આગમન પણ નામ દીધા વિના 'કાન્ત' શબ્દથી જ વર્ણવ્યુંછે;- પરંતુ આ દૂષણ ભારે નથી. પરંતુ સૂર્યની તાપવડે જગતને તપાવવાની કૃતિ અને સર્વ રીતિ શાન્તિદાયિની કૃતિ સરખાવતાં કાંઇક વિસ્તાર અને ક્લિષ્ટતાના દોષ આવ્યાછે; અને તેમ કરવામાં

> મૃત્યુ છે હા ! પુરુષ ગણ, ને નારી સંજીવની છે;
> એ છે વૃક્ષો વિષમ વિષનાં, તે સુધાવલ્લરી તે;

એ અર્થાન્તરન્યાસમાં પણ પુરુષને માથે ભારે દોષ મૂકીને કાંઇક સત્યદર્શનમાં ઊનતા અને અતિ તરંગના ઉલ્લાસનુંજ દર્શન થાયછે.

"સમુદ્રને" અને "સરોજિની" એ કાવ્યોમાંની અન્યોક્તિ અન્ય-પ્રત્યે ઉક્તિ છે ખરી; પરંતુ હેમાં અસત્યભાવારોપણ ( Pathetic Fallacy ) નો અંશ આવ્યાથી

> ક્ષણ ભર ત્યાગ, અકારણ ત્યાગ, થયો છે એમ હું માનું છું.

---

> ૄ 'ને રજનને તો રાક્ષસીએ પકડી લીધી આવીને;
> રાખી કરમાં થોડી વેલા પછી મુને તે ગળી ગઇ.
> જાણે નહિં હું અમર છું તે બેઠી નિજ મન્દિર જઇ.'

ગાજન્તી ગર્જના એ નહિ, હ્રદયતણા ઉગ્ર આક્રન્દ ઊંડા
ના એ કલ્લોલ કેલિ, અવિરત વહતા નિત્ય નિઃશ્વાસ ના ના;
છાયા ના વ્યોમની એ, જટિલ ઉર વિશે શ્યામતા શોક કેરી,
આધિના ઊભરા એ, નહિ નહિ ભરતી કોઇ ભાવે ભરેલી.
વ્હાલા સિન્ધો ! વ્યથા એ તત્ર મમ સ્થિતિના સામ્યથી હું નિહાળું,
કૈં કૈં સંકષ્ટ સેવી વિમળ પણ થયું જીવવું છેક ખારૂં.

("સમુદ્રને")

'સરોજિની' કાવ્યમાં આરોપણદ્વારા નહિં પણ વિરોધદર્શનથી આ દોષ કાંઇક ટળેછે–પરંતુ અંશતઃ દૂષણની સ્થાપના કરેછેઃ

અજબ એ તુજ માનસની સ્થિતિ
નિરખીને બનું વિસ્મિત પદ્મિની !
ભવ સરોવરમાં ઉર આ પડયું.
દિન દિને અધિકાધિક ડૂબતું.
સલિલ અંતરમાં રમતું રહે,
નયનથી નહિ દૂર જતું દીસે;
લહરિઓ પણ કંપિત કૈં કરે,
ગહનતા ગભરાટ ઘણો રચે.
હ્રદયનો રવિ ના નજરે પડે,
પ્રણયને નહિ લક્ષ્ય કશું જડે,
તિમિર અંતરનું જરી ના ટળે,
અજબ અંશુ ન ક્યાંય જણાય એ.

આ પોતાની સ્થિતિ, શોકદુઃખભરી સ્થિતિ સરોજિનીની આશ્લિષ્ટ સ્થિતિ સાથે વિશેષમાં હોવાથી,

કંઇક મંત્ર વસે તુજ માનસે,
સહજ એ સમજાવ સખી ! મને;
ઉરતણી કરી તું શકી ઉન્નતિ,
સરવિષે વસતાં પણ ના વસી.

અહિં તરંગવૃત્તિનો ખેલ વિશેષ બળમાં પ્રવર્તેછે; અને કવિ પોતાના હૃદયભાવ જોડે હેને-વિરોધરૂપે પણ-ભેળેછે. તેથી પૂર્વોક્ત દૂષણ આવેછે.

## સ્વભાવોક્તિ.

આ વર્ગનાં કાવ્યો પણ અલ્પ નથી. 'વત્સક્રીડા,' 'કાપણી' 'મેળો,' 'પ્રપા,' 'દધિમન્થન,' અને 'પનઘટ';—એટલાં કાવ્યો તરફ ધ્યાન ખેંચેછે 'વત્સક્રીડામાં ગાયોનાં વાછરડાંના સ્વચ્છન્દવિહાર, ઉલ્લાસ, વગેરેનું તદ્રૂપ વર્ણન આપવાની સાથે એ વાછડાંના ઉરમાં ઉતરેલો કવિ આપણને પણ એ વત્સક્રીડનમાં શામિલ કરી દેછે. શુદ્ધ સ્વભાવોક્તિ ઉપરાંત અંતિમ શ્લોકમાં કાંઇક ચિન્તનવિલાસ આણ્યોછે:

વનભૂપણ બાળ અહો વિધિનાં !
કલિના કટુ દોપથી દૂર સદા;
તમ કોમળ અંતર કોણ કળે ?
તમ મસ્તી કશી જગ શું સમજે ?

માનવ જગત્ અને પ્રકૃતિનાં બાલક નિર્દોપ વાછડાંનું અમલજીવન-એ બે વચ્ચેનો વિરોધ અહિં સુભગ વાણીમાં સ્થાપ્યોછે. 'વનભૂપણ' એ અપૂર્વ શબ્દ કવિ બોટાદકરના અનેક સુન્દર શબ્દોમાંનો એક અહિં ઔચિત્યના ચોકઠામાં વીંટીમાં નંગની પેઠે જડાયોછે. આ ચિન્તન 'કુસુમમાળાના' કાવ્યોમાંથી કેટલાંકને અંતે આણેલાં ચિન્તનની શૈલીનું

કાંઇક સ્મરણ કરાવેછે, ખાસ કરીને 'કરૂણા' કાવ્યનું સમાપ્તિચિન્તન કાંઇક અંશે બિમ્બરૂપ લાગેછે. † પરંતુ 'વત્સક્રીડાનું અંતિમચિન્તન વાછડાંના ઉરની જ્ઞેયતા આલેખવામાં વધારે મનોહર બનેછે.

"કાપણી" જેવા નિત્ય પરિચિત, અકાવ્યાત્મક, પ્રસંગમાં તે શું હશે ?–એમ લાગે પણ કવિયે હેમાંથી પણ ચમત્કાર રસિક ચિત્ર ખડું કરીને કાઢયોછે. તાપથી ધીકતા સમયને સ્થાનમાં

સ્વર મધુરે સુંદરીઓ ગાતી શ્રમવારણ સંગીત.

એટલી પંક્તિ વડે આપણો શ્રમ હરાતો લાગે છે. અને અહિં પણ બોટાદકરનું પ્રિય ચિત્ર, વાત્સલ્યનું આલેખન, આવીને હૃદયને ઠારે છે:

ઝુલે ઝોળી કૈં આંબાડાળ,
માંહિં મીઠી નિદ્રા લે બાળ;
હિંચોળે પ્રેમ ભર્યો પવમાન,
તાપને રોકે તરુતાં પાન †

---

† પ્રકૃતિ જનની થકી પ્રેમ ભરે.
'ફુલડાં સઘળાં અહિંઆ ઉછરે,
નહિં કૃત્રિમ બન્ધન કાંઇ ધરે.
શું સ્વતન્ત્ર સુખે રમતાં જ ફરે,
નિરખી ફુલને મન ઊર્મિ ઊઠે,
મનુ જે કયમ આ ધરણીની મીઠે.
પ્રકૃતિજનનીની ઉછેર તજી,
નિજ કૃત્રિમ બન્ધન બેઠી સજી ?

† तमातपक्लान्त मनातपत्र माचारपूतं पवनः सिषेवे ।
એ કાલિદાસની પંક્તિયોનું અહિં સ્મરણ કાંઇક થાયછે.

ક્ષણ ક્ષણ કરતી તોય નિરિક્ષણ, કૈં કૈં દેતી કાન,
વ્યગ્ર સમી વત્સલ જનનીનાં ધન્ય સુભગ સંતાન.

હાવું ચિત્ર આપનાર કવિને હાથે આલેખવાથી પણ એ બાલક અને માતા ધન્ય, ધન્યતર, માનુંછું : હજી તૃપ્તિ નથી થઈ.

શીત છાયામાં સઘળો સાથ
ગ્રહે સહભોજન કેરો સ્વાદ;
હૃદયનું અર્ભકને પય પાય,
ચુમ્બતી વદન વિલોકે માય.

આ અનુપમ, સાદું—ખેડુતના જીવન જેવું સાદું—માટે જ સુન્દર ચિત્ર જોઇને ત્હમને ખેડુત થવાનું મન થાયછે ? કે સ્તનંધય શિશુ થવાનું ? કે પયપાન કરાવતી માતાનું—લોભી થઇને કહો કે વારા ફરતી બધાંએ બનવાનું મન થાયછે. કવિયે કણસલાંનો ગિરિરાજ જોઇને ઉરમાં હરખતાં, 'કોટિક કરથી વિતરણ કરતો,' કૃષિકારને 'વસુધાવલ્લભ' વિરુદ્ધ કાવ્યની અંતિમ પંક્તિમાં આપ્યુંછે. તે વળી આપણને પેલા ચારુ ચિત્ર આગળથી બલાત્કારથી ખશેડી લઇને ગંભીર વિકાર તરફ લઈ જાયછે. કવિ ઉપર તે માટે કોપ નથી થતો: એ હેની કલાનું ન્હાનું સરખું રહસ્ય.

" મેળો " કાવ્ય—" ઉછળે જનસાગર શો આજ " એ ઉદ્ગારથી શરૂ થઇને, મેળામાં આનન્દ કરતા અનેકવિધ જનના ઉલ્લાસવિલાસના વર્ણન વડે આપણાં હૃદયને તે સાથે સમભાવ બનાવી દેછે; ફૂલ ચૂંટતા પુરૂષો; રાસ રમતું રમણીમંડળ; હેની સ્પર્ધા કરતા પુરૂષો; ભજનની મંડળીઓ—મંજીરા, તાલ, મૃદંગ, ગજવતી; ઈત્યાદિ અનેક રંગીન કાચના કકડાની ફરણીન ( Kaleidoscope ) આપણને તે સ્થાનમાં જ મુકી દેછે. માત્ર એ દેખાવથી એક જણ જ કંટાળેછે:

જોઇ એ જનતાનો અભ્યાસ,
ઊંચે આદિત્ય રહ્યો અકળાય;
ઉષ્ણ રશ્મિના દઇ આઘાત,
નસાડે સ્વેદ ભર્યો સંઘાત.

પરંતુ એ જનસમુદાયની વ્હારે વાદળીઓ ધાયછે:

પણ ધસતી વાદળીઓ વચમાં ક્ષણ ક્ષણ કરતી સ્હાય,
દિનકરને ઉરમાંય હુળાવી છત્ર સમી દે છાંય,

ભેદ નર નારના ઉરમાંય,
દિવ્ય સર્ગે પણ શો દેખાય !

-અહિં કવિ નર અને નારીનાં ઉરમાં કઠિનતા અને કોમળતાના કારણથી ભેદ દિવ્યસૃષ્ટિમાં પણ દર્શાવેછે, તત્વદર્શન કાંઇક કષ્ટસિદ્ધ લાગેછે. આ અતિ તરંગ આપણે ' શર્વરી ' કાવ્યમાં પણ આપણે પાછળ જોઇ ગયા છિયે; ત્યાં પણ પુરૂષ અને સ્ત્રીના હૃદય વિશે આ પ્રકારની જ તુલના છે. કવિને સ્ત્રીહૃદયની કોમળતા આકર્ષે એ નવાઇ નથી.

" પ્રપા " કાવ્યનું રહસ્ય ગ્રામ્યજીવનથી પરિચિત, વગડામાં પ્રવાસ કરતા તૃષાતુર પથિક થયાનો અનુભવ જેને હશે, અને પરવની સંસ્થા જેણે જોઇ જાણી હશે ત્હેને ઝટ સમજાશે. એ પરવની બાલદેવીનું ચિત્ર સુન્દર છે:

ઘેરી ચોગમથી અનેક પથિકો ઊભા ઉમંગે રહ્યા,
ગાઢું પિંજર પિંડતું વિરહતા રોકી ચહે રાખવા;
મધ્યે આ મૃગબાલિકા સમ રહી શી બાલિકા ઘૂમતી !
નાના ભાવભર્યા મનોરથસમા કૈં પાત્રને પૂરતી.

આ સર્વ મંડળને ચાલાકીથી પાણી પીવાનું ચપલતાથી આપતી બાલિકાને મૃગલીની ઉપમા ઉચિત જ છે; પરંતુ એ કરતાં ચઢે હેવી ઉપમા છેલ્લા ચરણમાં છે. પીવાનાં પાત્રોને ભિન્ન ભિન્ન ભાવથી મનોરથથી ઉપમા આપવામાં વિશેષ ખૂબી છેઃ જડ પદાર્થ પાત્ર અને ચેતન પદવીમાં રહેલા મનોરથ એ બે ભિન્ન પ્રદેશના પદાર્થોને ઉપમાના વિષય બનાવી એકત્રિત ગૂંથવામાં ચમત્કાર રહેલોછે; એટલું જ નહિં, પરંતુ એ ભાવભર્યાં મનોરથોને આ બાલિકાની સાથે ગૂઢ રીતે જોડીને સુન્દર Romance રસિકતા પણ ભેગભેગી ઉપજાવીને કવિયે હદ કરીછે. उपमा कालिदासस्य એ વચનનું નિયંત્રણ શિથિલ કરવું પડશે.

કાવ્યને અંતે દેવનદી, યમુના, ગોદાવરી માનસસર, મેઘ એ સર્વે અપ્રાપ્ય જેવાં સ્થળ પ્રપાને ચઢિયાતી કહીને સ્તુતિ વચન ઉચ્ચાર્યુંછેઃ

સાચી કામદુઘા પ્રપા પથિકની આ એક–એકાકિની !.

આ વચનમાં અત્યુક્તિદોષ લાગે તો એકાકિની પ્રપા સાથે નિત્ય સાહચર્ય રાખનારી એકાકિની પ્રપાબાલિકાના વ્યઙ્ગ્યનું દર્શન કર્યાથી પરિહાર થશે.

" દધિમન્થન " કાવ્યમાંના એક સ્વરૂપ—વાત્સલ્યચિત્ર–વિશે પાછળ આપણે વાત થઇછે. અહિં તે માટે પ્રસંગ નથી. આપણો પ્રસંગ સ્વભાવોક્તિના સ્વરૂપનો છે તે આ કાવ્યમાં ખરેખરૂં આકર્ષક છેઃ દહિં-વલોવતી સુન્દરીના

> દ્રુત દોલન દેહ વિશે પ્રકટે,
> સહુ અંગ ઉમંગ ભર્યાં ફરકે;
> નવરક્ત નસેનસમાં ઉછળે,
> નયને કંઇ તેજ નવું ઝળકે.

શિરદોલનથી ભ્રમણા ભજતી,
બની ચંચળ ઓઢણી ઊડી જતી;
દૃઢ કેશકલાપ છુટી પડતો,
ફરી નર્તન ભાવ નવા ભરતો.
શ્રમ વારિતણાં મૃદુ બિન્દુ કશાં,
વદને ઝળકે શુચિ મૌક્તિક શાં;
અધરે નવલું સ્મિત કૈં પ્રકટે,
શ્રમ ત્યાં શરમાઈ સુદૂર હઠે.

આ વ્યાપારમાંથી ક્ષણભર વિરામ લઇને એ સુન્દરી

ગ્રહી અંચલ ચંચલ વસ્ત્રવડે,
મધુરાનિલને ભજતી વ્યજને;
ફરી બન્ધન કેશ તણું કરતી,
પળમાં સઘળો શ્રમ સંહરતી.

વલાણું જેણે જોયું હશે ત્હેને આ પરિચિતચિત્રમાં ચારુતા જ-ણાશે; નહિં જોયું હોય ત્હેને અપરિચિતતાનો પરિચય તદ્રૂપચિત્ર આપી-કરશે. આ ચિત્રમાં સાદાઇ સાથે સૌન્દર્ય છે. એક મહાન કવિયે કહ્યું છે કે: It is the Function of poetry to make things familiar though they were not familiar, " [ પરિચિત પદાર્થોને અપરિચિત હોય ત્હેવા બનાવવા એ કવિતાનો ધર્મ છે. ] હું ઉમેરી શકું-'and to make things not familiar as though they were familiar' [ અને અપરિચિત પદાર્થોને પરિચિત હોય ત્હેવા બનાવવા ] આ કવિતાના ધર્મનું દર્શન આ કાવ્યમાં સંપૂર્ણરૂપે થાયછે; અને ચારુતાનું બીજ ત્હેમાં જ છે.

કાવ્યનું સમાપન કરતે મન્થનફળ-માખણ કાઢી લેતી સુન્દરીનું ચિત્ર પૂર્ણ કરેછે, ત્યહાં ઉપમાપરંપરાનો ચમત્કાર પણ અસાધારણ છે:

શ્રુતિચિન્તનતા સુખસારસમું
કવિના કંઇ કોમળ કાવ્યસમું,
પ્રણયીકરના શુચિ હાસ્ય સમું,
ગ્રહતી નવનીત કરે નવલું.

આ ઉપમાનો કવિને જડ્યાં ક્યાંથી ? સાન્દર્યની ભૂમિમાંથી.

"પનઘટ" કાવ્યમાંનું વાત્સલ્યદર્શક ચિત્ર આપણે જોઇ ગયા છિયે. બાકીનું આખું કાવ્ય સ્વભાવોક્તિની પૂર્ણરેખાઓ વડે શોભિત છે. ઝૂલણાછંદની સાથે સંસ્કૃતમય વાણીનું ગૌરવ આપોઆપ પ્રવિષ્ઠ થયું છે તે સાથે આપણે તકરાર નથી. પનઘટ ઉપર જતી, ત્‍હાં એકઠી થયેલી, કુલનારીઓનાં વર્ણન પ્રસ્તાવનારૂપે આપેલાં સ્વભાવશુદ્ધ છે તે પણ સ્વીકારીશું; માત્ર બે ત્રણ સુન્દર અલંકારદ્વારા દર્શાવાતાં સાન્દર્ય-સ્વરૂપો જોઇશું:

સ્નિગ્ધસમુદાય અવલોકતાં આંગણે
ધન્યતા અંતરે સરિત ધરતી;
શતવદન ચંદ્ર પ્રતિબિમ્બ હૃદયે ગ્રહી
વિવિધ વીચિ સજે વ્હાલ વધતી.

આમ સરિતામાં પડેલાં લલનાનાં મુખોનાં પ્રતિબિમ્બનો ચમત્કાર કહી, સૂર્ય એ જળમાં પડેલો તે વિશે કલ્પના કવિ કરેછેઃ

વિમળ મુખકમળના કાનને ક્રીડવા
જલહૃદયમાંહિ સવિતા છુપાતો;
ઉજળા અંશુથી વ્યગ્રવનિતા તણાં
નયનનાં દ્વાર કરી બંધ દેતો.

પવન એ લલના વૃન્દનાં વસ્ત્રોને ઉડાડે છે તે વિશે કહે છેઃ

અનિલઅર્ભકસમો નિકટ ઉછળી રહ્યો,
અવનવાં અડપલાં કૈંક કરતો;
શિરથકી વસ્ત્રને સહજ સરકાવતો,
જોઇ નિજ દોષને દૂર ખસતો.

બાળક, માતાનો માથાનો છેડો ખશેડે પછી વાંક થયો સમઝીને ખશી જાય એ ઉપમાનઉપમેય સામગ્રીમાં ચારુતા અહિં છે તે શૃંગાર-ચેષ્ટાની કલ્પના કરતાં શતગુણસુન્દર લાગેછે. પછી લજ્જા અને આનન્દના મિશ્રભાવથી પ્રેરાઇને લલના "ઝટિતિ સર્વત્ર દૃગ એક દેતી" અને "ઊડતા વસનને ઓઢી લેતી," એ ચિત્રની ચારુતા દર્શાવવાને તીર તરૂઓમાં એ દર્શનથી હર્ષ પ્રસર્યાની ઉત્પ્રેક્ષા કરીછે તેથી મધ્યમૂર્તિ-ચિત્ર લલનાનું, અને ઉપચિત્ર તટતરૂવૃન્દનું, બંનેની છબી વાચકના મનના 'કૅમેરા' માં સુશ્લિષ્ટ પડેછે.

## 'આર્ય' સંસાર.

'પ્રોક્ષણ,' 'પ્રવેશ,' 'સીમંતિની,' 'પ્રયાણ,' 'ઔત્સુક્ય,' 'દર્શન,' 'વૈધવ્ય,' 'શકુન,' અને (કાંઇક અંશે) 'મહેમાન', —આ કાવ્યો 'આર્ય' સંસારના વર્ગમાં આવશે. આ વર્ગ પૂર્વગત સંગ્રહોને અંગે પુષ્કળ આપણે તપાશી ગયા છિયે એટલે અહિં વિસ્તારની જરૂર નથી.

'પ્રોક્ષણ' કાવ્ય હિન્દુસંસારની એક ખાસ સંસ્થાને વિશે હોવાથી એ બીજાં કાવ્યો કરતાં આ વર્ગ માટે વધારે હકદાર છે. વરકન્યા ઘેર આવેછે ત્હેને પોંખવાને આવતી વરની માતાનું, હેના હૃદયની સ્થિતિનું અંતર્દર્શી વર્ણન કવિની સમભાવદૃષ્ટિયે કર્યુંછે. માતાના હૃદયની સ્થિતિ એક શ્લોકમાં તો બહુ જ રસિકરૂપે આલેખીછેઃ

મધુરમુખ એજ દિન કૈંક દેખ્યું હતું,
આજનું વદન તો છેક જૂદું;
રસ નવે હૃદયમાં સંગ વરસી રહ્યા,
વિમળ વાત્સલ્ય તેમાંય ન્હેતું.

નવેરસ માતાના હૃદયમાં વરશ્યા એ વચનને બંધ બેસાડતે કાંઇક મુશ્કેલી પડશે પરંતુ વકતવ્ય જાુદું ગ્રહી લેવાશે; અને મુખ્ય ચિત્ર તો વાત્સલ્યના ઊભરાનું જ છે. આર્ય સંસારનાં સ્વરૂપોમાં વસ્તુતઃ રહેલા અનિષ્ટઅંશો આ પ્રોક્ષણના વિધિમાં પ્રવિષ્ટ નથી થતા તેથી આ કાવ્યમાં એ દૃષ્ટિએ જણાતું દૂષણ પણ દૂર રહેશે. સુતવધૂ સાસૂના ચરણને સ્પર્શ કરેછે, તે હૃદયની, પ્રાણની, પિયરના પ્રણયની 'નવલજનનીકને ભેટ ધરતી–'એ પ્રસંગમાં કાંઇક વાસ્તવિક સ્થિતિ જોડે વિરોધનો સંભવ ખરો; પરંતુ નવી નવી આવેલી વધૂને હજી કટુ અનુભવો દૂર રહ્યા એટલે બહુ વાંધો નહિં લેવાય.

"પ્રયાણ" કાવ્ય અને "દર્શન" કાવ્ય એ બેમાં 'આર્ય' સંસારની રીતિની દૃષ્ટિયે એક સમાનઅંશ છે તે વિશે જ ચર્ચા બસ થશે. પરદેશ જતા યુવકને માતા ભગિની વગેરે વળાવેછે તે પ્રસંગ લઇને દરેક પાત્રોના હૃદયભાવ રસમય આલેખનારા 'પ્રયાણ' કાવ્યમાં યુવકની પત્ની–આર્ય રીતિરિવાજનાં બન્ધનોમાં જકડાયલી યુવકને વદાય આપવા આગળ આવી સકતી નથી; એ તો

અતિ દૂર રહી વ્હાલી દુઃખથી દશ્ય દેખતી,
ચોર શી દેહવલ્લીને વારંવાર છુપાવતી.

ઉભીછે; હેના હૃદયમાં થતા ઉભરા પ્રયાસથી શમાવેછે; અને

વ્હાલાના એક કૈં મીઠા શબ્દને સુણવા અરે !
રોકતી સર્વ વૃત્તિને કર્ણ ઊંચા કરી રહે.

સાસૂ, નણંદ, વગેરે અભ્રથી આવરણ પામેલા ચન્દ્રનું દર્શન ચકો-રીને થતું નથી, તેથી ઊંચી થાયછે, સ્થળ બદલેછે; અને અંતે—

દૃષ્ટિમાં દૃષ્ટિ હા! અંતે એકવાર મળી શકી;
નેત્રનાં નીરથી જોષ્ટિ એકવાર થઈ શકી.

બ્હેન ઓવારણાં લેછે, તિલક કરેછે; શ્રીફળ હસ્તમાં મૂકેછે, આવજે ભાઇ ' આશિષો વગેરેના ધ્વનિ થાયછે-અને એ પેલી પત્નીને "તીવ્ર બાણ સમી વીંધતી રહી !" અંતે યુવાન પગથિયાં ઉતરે-છે, અને જતે જતે ' એ નેત્રની શાળી ચંચળા ચમકી ગઇ; અધીરા એકના ચિત્તે વ્હાલથી વિરમી ગઇ; ' રૂઢિનાં બન્ધનોનો આ પ્રભાવ. હેને પરિણામે આ ચિત્રમાં કવિનું હૃદય માધુર્યની રેખાઓ આંકીને ચિત્રની ચારુતા જ બતાવેછે.

' દર્શન કાવ્યમાં પણ આ દશા છે; ફરક માત્ર એ છે કે આ કાવ્યમાં પતિ પરદેશથી આવેછે.

કુટુમ્બનાં અન્ય જનોના આવકાર, કુશળ પ્રશ્નો, વગેરેના ઘોંઘાટમાં મળવાને ઉત્સુક પત્નીનું હૃદય ધસેછે, કમ્પેછે;

'પણ અટકતું અંતે ઊંડું વધૂત્વ વિચારતું. ' પોતે વધૂ છે, સંયુક્ત-કુટુમ્બમાંની એક રૂઢિબન્ધને ખૂરાયલી વ્યક્તિ છે, ગૃહિણી નથી; તેથી જ વધૂત્વનો વિચાર.

ઘેર આવેલા યુવાનને પણ પ્રિયા માટે ઉત્સુકતા થાયછે; ચપળ નયનો ચોપાસે કાંઇક શોધેછે; અંતે પ્રિયાને એકદમ દેખેછે; કુશળ દેખીને મન ઠરેછે; છતાં નયન તૃપ્ત નથી થતાં; પળે પળે નયનો દોડીને હેની તરફ જાયછે; આંખ્યે આંખ્ય મળેછે:

રસ વસતાં ચારે હા ! એ રહ્યાં નવતાંડવે.

( રૂઢિની આટલી પણ કૃપા; કે ઘુંઘટપટ ખેંચાવ્યો નથી; અથવા તો એક ખંડમાં આવવાની મનાઇ કરી નથી. )

નયનના તારના સંદેશા ચાલ્યા; પછી ભલે રૂઢિ નડે ! કેમકે

સ્વજન સઘળાં છો વીંટીને કરે ચિરભાષણો,
નિકટ રહીને, સ્પર્શીને વા ઉરે હરખાવ છો !
પણ હૃદય એ દૂરેથી જે મહારસ મેળવે,
નહિ મળી શકે તે યત્નેથી કદી ઉર અન્યને.

ખરે, રૂઢિની બન્ધનબેડીને કુસુમમાળા બનાવવાની આ કળા હૃદયમાં ઊંડા ઉતરનાર કવિના અધિકારનો જ વિષય છે. આર્ય સંસારના વિષમાંથી અમૃત ખેંચી કાઢનારો આ ચમત્કાર અસાધારણ રસભર્યો છે.

'ઔત્સુક્ય' કાવ્યનું રહસ્ય જુદું છે. પરદેશથી પતિ આવનાર છે, હજી આવ્યો નથી, હેને માટે હૃદયમાં જે ઔત્સુક્ય ઊછળી રહ્યુંછે હેનું વર્ણન કવિયે ઊંડા સમભાવથી કર્યું છે; અને એ ઔત્સુક્યનો ઉદ્રેક કવિયે એટલે સૂધી આલેખ્યોછે કે ક્ષણભર આર્યરૂઢિ તૂટેછે.

લાજને પરહરી સ્વજને હરઘડી
પૂછતી શંકતી વિવિધ વ્હાલી.

અસ્તુ. ઉત્સુકદશા આ કાવ્યમાં ચાલૂ જ રહેછે; હેના વિવિધરંગો ચીતરીને જ કવિ સંતોષ માનેછે. ઉત્સુકદશા મટાડીને પતિ જોડે મેળાપ વર્ણવ્યો હોત તો રસભંગ થાત. કવિ પોતે જ અન્તિમ શ્લોકમાં કહી દેછે:

મિલનમાં નવ વસે મીઠડી જે મઝા,
અનુપ હૃદય તે રાહ જોતું;
સ્મરણનો સ્વાદ નહિ સ્વલ્પસહવાસમાં,
**સુખ થકી સુખતણું સ્વપ્ન ઊંચું.**

આ છેલ્લી પંક્તિમાં સમાયલું સત્ય માનવહૃદયના અભ્યાસી તત્ત્વદર્શી કવિ જ જોઇ શકે, એ સંક્ષિપ્ત રસિકવાણીમાં દર્શાવી શકે.

'આર્ય' સંસારની રૂઢિમાં દૂષણસ્વરૂપ કવિયે જે કાવ્યમાં સ્પષ્ટ

બતાવ્યાંછે. " વૈધવ્ય " અને " શકુન " એ બે કાવ્યમાંના " વૈધવ્ય " કાવ્યમાં

એ અણઘટતીઘટના કોણ ગયું ઘડી ?

એ પ્રશ્નમાં રહેલો આક્ષેપ આરમ્ભમાં તો મૃત્યુને ઉદ્દેશીને હોય એમ લાગેછે તથાપિ

કોણે એ કંકણ પર કરવત વાપર્યાં ?
કોણે લૂછ્યો ચન્દ્રક લાલ લલાટ ને ?

એ પંક્તિયોમાં કદાપિ મૃત્યુ અને માનવ-સંસાર રૂઢિ—ઉપર એમ ઉભયપક્ષી આક્ષેપ કદી કલ્પાય, પણ

રેશમ શા એ કોમળકેશ વિદારતાં
કેમ હણાયા એ નહિ નિર્દય હાથ ને ?

આ વચનમાં તો વિધવાને વિરૂપ કરનાર રૂઢિના સેવકો ઉપર જ સ્પષ્ટ આક્ષેપ છે. આ સંબન્ધે અણઘટતી ઘટના માનવી ક્રૂરતા, ઉદ્દિષ્ટ છે એમ લાગેછે.

આ કાવ્યમાં કુસુમમાળામાંના ' વિધવાનો વિલાપ ' કાવ્યની આછી આછી, માત્ર પ્રેરકરૂપે રહેલી છાયા કાંઇક આભાસ રૂપે જણાયછે.

" અનિલ ત્હને કાં ગમે રમત મુજ કેશશું ?
નિર્દય જગના જનને એ નવ પાલવે "

એ પંક્તિયો ખાસ સ્મરણમાં આવશે. બાકી બોટાદકરનું કાવ્ય સ્વતન્ત્રવિચાર, ભાવાલેખન, ઈત્યાદિથી સ્વકીયચારુતાવાળું નિઃસંશય છે. " શકુન " કાવ્યમાં રૂઢિયે વિધવાવર્ગને લગાડેલા કલંક ઉપર આક્ષેપ ચોખ્ખો છે. વિધવા થઈ એટલે કોઇપણ સારા કામમાં હેનું દર્શન પણ અપશકુનિયું એ માન્યતા કવિને અનિષ્ટ હોવાથી આ કાવ્ય ઉદ્ભવ્યું છે

† " કીધા યત્નો કોટિ " એ ' કુસુમમાળા ' ના અર્પણકાવ્યમાંના શબ્દોનો પડઘો અહિં કાંઇક સંભળાય છે ?

'અપશુકન' એમ નામ રાખ્યું હોત તો પણ ચાલત. મંગલપ્રસ્તાવમાં ભાગ લેતાં સંકોચ પામતી વિધવા બ્હેનને કહેછે:

વૈધવ્યના સ્મરણથી ક્યમ જાય નાશી ?
તારા સમાન અહિં કોણ પવિત્ર બીજું ?
મારું અહર્નિશ સુમંગલ ઈચ્છનારૂં ?
આન્દોલતો અમળ આ ઉર તો અમૂલાં
ક્યાં જોઉં ભવ્ય તમ ભાવ થકી ભરેલાં ?

× × ×

જીતી વિકાર સહુ જીવનનાં ગયેલું
તે દૂર આજ દિલ કેમ કરી શકું હું ?

અહિં છેલ્લી બે પંક્તિઓમાં વિધવાએ સતત અવિવાહિત રહેવા તરફ પક્ષપાત છે ખરો. એટલે આક્ષેપ માત્ર અપશુકન તરફજ કવિનો છે એટલે અંશે પણ કવિ જગતરૂઢિમાં રહેલી અન્યાયની વૃત્તિ સ્હામે સ્પષ્ટ અરુચિ દર્શાવેછે જ:

અન્યાય એ જગતનો ન સહી શકાય,
ને એ અસત્ય ઉરથી ન ગ્રહી શકાય,
નિન્દી રહે જન ભલે તુજ આ સ્થિતિને,
એ વિશ્વની વિષમતા ઉર આ ન માને;
તારા સદા શકુન અંતરમાંય ઇચ્છું,
ને આશિષો અમલ એ ઉરની જ યાચું.
ઓવારણાં મિષ કરો શિરને સ્પૃશંતા,
સ્હેજે પવિત્ર તનુને ઉર તે કરંતા,
એ નિર્મળા વદનને નજરે નિહાળું,
નિર્વિઘ્ન સર્વ મુજ મંગલકાર્ય સાધું.

ઇત્યાદિ સુભગ વાકયો ઉચ્ચારી અંતે કવિનું કોમળ હૃદય આશી-
ર્વચન ઉચ્ચારેછે.

> ખીલી રહો હૃદયપંકજ પૂર્ણ તારું,
> રીઝી પવિત્ર શત પાંખડીએ પનોતું;
> એની સદૈવ સુરભિ ભવને ભરાજો:
> દુર્ગન્ધ સર્વ ઉર સેવતી દૂર થાજો !

ઉદાત્ત આ આશીર્વચન છે. કેટલી વિધવાઓ આ ઉમદા ઉદ્ગારોને
યોગ્ય નીકળશે ?–એ પ્રશ્ન અહિં ઉત્પન્ન જ થવો ના જોઇયે. કવિના કોમળ
હૃદયનું ઝરણ એક જ દિશામાં વહ્યું–પરંતુ એ ઝરણમાંથી આપણને અમૃત–
પાન મળે એટલે બસ. હેમાં વિષ–બિન્દુ નાંખવાં અપ્રાસંગિક છે.

‘ મહેમાન ’ કાવ્યમાં આપણા દેશની મહેમાનગિરીની ભાવના પાયા
રૂપ છે, તેટલે અંશે જ એ આ વર્ગમાં મૂકાશે તો પણ હેમાં મહેમાનના
વિયોગથી થતા દુઃખોદ્ગાર તો કાંઇ અત્યુક્તિના રંગમાં લેખની બોળીને
ચીતરાયા લાગેછે. **મણિશંકર ભટ્ટનું** “ મહેમાનો ઓ વ્હાલાં પુનઃ
પધારજો ” એ અનુપમ કાવ્ય ભાવપૂર્ણ છતાં અત્યુક્તિના માર્ગમાં જતું
નથી. **ઓટાદકરના** આ કાવ્ય માટે તેમ નહિં કહેવાય, ‘ જૂદાં પડતાં જીવ
જશે કે જાય જો. ” એ અંધારી અંધારી અંબર ભરતી આવતી ’ ‘ એ
ધગધગતા અંતરના ધબકાર જો ’ ‘ સણસણતા એ શૂલ સમોવડ શેરડા, ’
‘ તપવાનાં દિન રજની હાય ! હજાર જો; ઈત્યાદિ વચનોમાં, મહેમાનો તરફ
ઊભરાતા હૃદયભાવની ગણનામાં લેતાં પણ મ્હને તો અસ્વાભાવિક ઉદ્ગાર
લાગેછે.

માનવમાત્રના ગૃહજીવનનું દર્શન. આ વર્ગમાં ‘ પારણું, ’ ‘ પત્ર
લેખન ’ ‘ બાલ્યસ્મરણ, ’ ‘ દીવાદાંડીનો રક્ષક, ’ ‘ બાલાવસાન, ’ ‘ પુત્ર
વિરહ, ’ ‘ રામાશ્વમેધ, ’ અને ‘ વત્સલતા, ’–એ કાવ્યો ગણાવાશે.
‘ પાલણા’માં બાળકને ઝુલાવતી જનનીનું ચિત્ર **ઓટાદકરના**

સફળ અને મૃદુ લેખનીસ્પર્શોથી દીપી રહ્યુંછે. આખું કાવ્ય વાંચ્યાથી જ રસ પૂરો પડે એમ છે છતાં:

કોટિ કર દિવ્ય દિનકર તણા યાચતી
સ્પર્શના અકળ આનન્દ લેવા
લક્ષ લોચન સુરાધીશનાં વાંચ્છતી
નયન ભરી રમ્ય પ્રતિરોમ જોવા;

એ ચાર પંક્તિઓમાં માતાના મનોરથ અને ઉલ્લાસને અર્કરૂપે સબળ વાણીમાં સંગ્રહીને પ્રગટ કર્યાછે એટલું જ કહીશું; અને

અન્ય એ 'વ્યગ્રતા,' વંધ્ય એ વિવશતા,
રમ્ય એ વિઘ્ન સહુ કાર્ય માંહે;
પ્રણયનાં પાત્ર પણ કોઇ જાણે નહિ
જનનીસુખ એક જનની જ જાણે.

એ સમાપન શ્લોકમાં તેમ વળી, 'મંદ નહિ, શીઘ્ર નહિ, લેશ ક્રમભંગ નહિ, પરખતી હૃદય આંદોલ આવે; પ્રથમ પરવશ થતું, ભાન ભૂલી જતું ઝૂલણા સંગ એ હૃદય ઝૂલે' એ શ્લોકમાં માતાનું કોમળ ચિન્તલશીલ હૃદય અને સ્નેહનાં આંદોલનોમાં ઝુલતા ઉલ્લાસ, પ્રતિત થાયછે, ને સ્નેહને એ કોમળ ચિન્તાવિનાની ભાહુતી અથવા અનિચ્છુ સ્ત્રીઓ ધણ ધણ અને આડી અવળી ઘુંમડી કંટાળાથી ઘાલે ઝીણી વિગતોમાંથી પણ કવિ રસ ખેંચી કાઢેછે. એ માંહી સમાવેલી ધન્યતાને આપણે પણ વધાવીશું.

"પત્રલેખન" કાવ્ય નિર્ઝરિણીમાંના પત્રપ્રતીક્ષા, અને પત્રદર્શન કાવ્યોની સાથે મૂકીને ત્રિપુટીમાં મૂકાય એમ છે. છતાં પૂર્વગત જે કાવ્યોમાં જે ચમત્કાર સધાગોછે, તે આ કાવ્યમાં પણ ચાલુ કલાકૃતિમાં ના અટકતાં અંત ભાગમાં અત્યુક્તિદોષ આવ્યોછે. પતિને પત્ર લખવા જતાં અનેક શંકાઓ, ઔચિત્ય દોષના ભય, ઇત્યાદિ નડતર આવતાં, આખર પોતાના હૃદયને જ ઉડીને પતિપત્રના ઉત્તર રૂપે જવાની ઊર્મિ થાયછે,

અને સૂર્યને સંદેશવાહક બનાવવાને યુવતી મથેછે. ઉત્તર સૂર્યનો ના મળતાં બાળા થાકેછે અને

કંપે કલેવર, વધે ગભરાટ ભારી,
બાળા ઢળી ધરણીમાં રડતી બિચારી.

આ જરાક અત્યુક્તિપૂર્ણ ચિત્ર જોડે સમભાવ થવું મ્હને કઠણ પડેછે.

'**બાલ્યસ્મરણ**' કાવ્યમાં કવિની પ્રતિભા નવીન જ્યોતિની ઝાંખી કરાવેછે.

ન્હાનું જગત હતું અમ ક્રીડન કારણે
ન્હાના મધુર મનોરથ મનમાં માય જો;
ન્હાનકડો વ્યવહાર અમારા વિશ્વનો,
ન્હાનકડા ઉદ્દયને આભ ઝલાય જો.

બાલ્ય કાળના સંકુચિત વિશ્વનું આ તદ્રૂપ ચિત્ર છે. બાલકો અને ગુરુજન વચ્ચેનો સંબંધ નીચેના શ્લોકોમાં સચોટ આલેખાયોછે:

ઉંચે ઉંચાં તરુઓ નભને થોભતાં
સ્હેતાં કૈં કૈં અંતરના આઘાત જો;
નીચે લીલાં ડોલતાં તૃણ—બાલકો.
એ જ દશા ને એ જ અમારી જાત જો.

વળી અન્ય રૂપકો:

તરવરતા નભમાં તેજોમય તારલા
ઉપવનમાં કુસુમોનો મધુર વિકાસ જો;
બાળ—વિણ કૈં કિલકિલ કરતાં ઉડતાં,
એ જ અમારા અંતરનો આભાસ જો.

પણ આ સર્વ 'આનન્દ, ઉલ્લાસ, બાલ્ય કાળના,' તે તો લુપ્ત થયા અને હેનાં મીઠાં સ્વપ્નાં ઊડી ગયાં, સ્મરણમાત્ર રહ્યું કવિ અન્તિમ શ્લોકમાં ઉચિત વાણીમાં પ્રગટ કરેછે.

વીતી એ ચમકાર ગયો ચપલા તણો
સુખનાં સ્વપ્નભર્યો વીત્યો સંવેશ જો;
ઊડી ગઇ એ જીવનભરની ' ધન્યતા, '
ઉરમાં કેવળ સ્મરણ વસે અવશેષ જો.
નહિં ભૂલે ઉર બાલ્યતણો આનન્દ એ.

" દીવાદાંડીનો રક્ષક " એ કાવ્યમાં રક્ષકનું એકાકી જીવન, હૃદયનો શોકાવેગ, નોતો નિર્જનવાસ, ઇત્યાદિ તદ્રૂપ આલેખાયાંછે. હેને પ્રકૃતિમાતા તરફથી પણ આશ્વાસન મળતું વ્યર્થ જાયછે:

હસંતા તારાને શશધર કરે હાસ્ય હળવે,
† કરે યત્નો કોટિ ઉર રીઝવવા એ પળ પળે,
પરંતુ ના એકે અસર ઉરને કૈં કરી શકે,
નિવારી નિઃશ્વાસો સહજ પણ શાન્તિ દઇ શકે.

આ શૂન્ય સ્થાનમાં કેદી થઇ રહેલા રક્ષકના હૃદયમાં કવિ ઉતરીને હેનામાં રહેલું ગૂઢ કવિપદ પ્રકટ કરેછે:

( સમુદ્રકિનારે પછડાતી જળલહરીની ઉપમા આ સમુદ્રકિનારે વસનારાના ઉરતરંગ માટે કેવી ઉચિત છે-તે સહજ ધ્યાનમાં આવશે. )—

કદી કે'વા જોવા ઉચિત ઉર ઉદ્‌ગાર ઉછળે,
અને દેહે આવી શરમ ધરી સેવે શમનને.

કવિપદ હજી હવે આવેછે:—

કદી ભીને હૈયે પ્રણયભર સંગીત પ્રકટે,
મહાયત્ને ઊંડું મથન કરવાથી સુખ વસે,
ભળે ત્યાં તો ભૂંડા સ્વર રૂદનના સત્વર ચડી,
અરે ! પૂરી એકે કદી પણ શકે ના થઇ કડી.

ચારે બાજુથી સમુદ્રે વીંટી લીધેલો આ રક્ષક શા શા મનોરથ કરે છે?—

ઘડી ઉભો રે'વા કદી *મકરને આગ્રહ કરે;
પલાણીને પીઠે જલધિ તરવા આતુર બને;
રવિને એ રોકી ઉરસરિત સંદેશ ઉચરે,
વિયોગી વ્હાલાનું કુશળ કથવા કૈં કરગરે.

સામાન્ય પદવીનો આ રક્ષક હોવો રસિક હશે ?—આમ શંકા અસ્થાને છે. કવિની દૃષ્ટિયે આ શકયતા રૂપે રસિક દર્શન કરાયું જોવાનું છે.

આ નિર્જનવાસી રક્ષકની એકાકિતા કવિ સચોટ રીતે નીચેની પંક્તિયોમાં આંકેછે:

પથારી આ પાસે, પરિમિત કશાં ભાજન પડયાં,
સગાંને સબન્ધી સુહૃદય પણ એ સંકટ તણાં.

' વત્સલતા ' કાવ્યના નામથી છેતરાશો નહિં. આપણે વાત્સલ્ય સંબન્ધી કાવ્ય અથવા કાવ્યો સો જોઈ ગયા હેમાંનું અહિં કાંઇ નથી. માતાનું શિશુની તરફ વ્હેતું વાત્સલ્યનું પ્રસ્નવઝરણું આ કાવ્યનો વિષય નથી; પરંતુ **सर्वः कान्तमात्मीयं पश्यति** એ ધોરણે ઘડાયલો પિતાનો પોતાના બાલક તરફ મોહાન્ધપક્ષપાત-એજ આ કાવ્યનો વિષયઃ નૃપકુમારની સાથે ગોઠીયો થઇને હાથી ઉપર બેસવા યોગ્ય બાલક સોધવા નીકળેલા હબસીને પોતાના પુત્ર જેવો અન્ય કોઇ બાલક ખૂબસુરત ના લાગ્યોઃ એ વસ્તુ ઉપર આ કાવ્ય રચ્યું છે. અને તેથી હેમાં વિશેષ ચમત્કાર માત્ર કવિયે એ દૃષ્ટાન્ત ઉપરથી વત્સલતા વિશે બોધ અને સ્તુતિનાં વચનો, પોતાની

---

* મગર ખારા પાણીમાં વસતો નથી એ વાતનું અહિં વિસ્મરણ થયું જણાયછે.

હમેશની ચારુ શૈલીમાં સાત શ્લોકમાં ઉતાર્યાં છે ત્હેમાંછે; જે'માં મુખ્ય સૂત્ર એ છે કે

વિમલ વત્સલતા ઉરમાં વહે:
જગતનું જડ શિક્ષણ ક્યાં રહે ?

પરંતુ આ કાવ્યમાં પેલાં વાત્સલ્યનાં કાવ્યોની પેઠે વાત્સલ્યરસ-સ્વરૂપ નથી. માત્ર અણઘડાયલા કાચા ભવરૂપ રહેછે. બાકી કવિનું સામાન્ય ચિન્તન તો સ્વીકાર્ય છે, કે:

રસ અનેક ભલે ભવમાં રહ્યા;
ઉચિત અંતરભાવ રચાવતાં:
પણ ન વત્સલતા રહી જો હતી,
જગતની શકટી અટકી જતી.

'બાલાવસાન' અને 'પુત્રવિરહ' એ બે કાવ્યો કરુણરસના સારા નમૂના છે. મૃત્યુની સમીપઅવસ્થામાં પડેલા બાલકની સ્થિતિ આસપાસનાં પ્રિયજનોના હૃદયનો ક્ષોભ, ઇત્યાદિ વર્ણન કાવ્યમાંથી જ જોઇ લેવા વિનંતી છે. પુત્રનું મરણ થવાની સાથે માતાની અવસ્થાને થઇ, તે હૃદયદ્રાવકવાણીમાં પ્રગટ કરનારું કાવ્ય 'પુત્રવિરહ' છે. એ દુઃખી જનનીનો શોકસંયમ આરમ્ભના શ્લોકમાં સારો આલેખ્યોછે:

સ્વપરજનથી વીંટાએલું છતાં ઉર એકલું,
વિવિધ કરતું સંલાપોને સદા રડતું રહ્યું;
જગત નિરખે જાગર્તિ તે ઉર દૃઢ મૂર્છના,
સુતવિરહની માતા વેઠે અહો ! વસમી વ્યથા.

છતાં અનેકવાર એ દુઃખ પ્રગટ થઇ જાયછે. પણ પતિના હૃદયનો શોકાઘાત ઘટાડવાને વળી સંયમ સાધેછે:

વિવિધ જગના આશ્વાસો ના શકે ઉર સંગ્રહી,
પણ દયિતને કૈં કૈં યત્ને રહી ધૃતિ આવતી;
ક્ષણ નયનનાં એને કાજે રહી જલ લૂછતી,
નજર બળતી એની સામે રહી કશીએ ઠરી.

" રામાશ્વમેધ " કાવ્ય માનવ હૃદયના જીવનનો અલૌકિક પ્રદેશ આપણી સમક્ષ ઉઘાડેછે. **સીતા**નો ત્યાગ એ આભાસ ક્રૂરતાના કૃત્ય પછી અશ્વમેધ યજ્ઞ કરવાનો આરમ્ભ કરીને સહધર્મચારિણી તરીકે **સીતા**ની સુવર્ણમય પૂતળી જ ઘડાવીને રાખી, એ પ્રસંગ વિષયભૂત કરીને આ અદ્-ભુત કાવ્ય રચાયુંછે. **રામે સીતા**નો ત્યાગ લોકાપવાદથી પ્રેરાઇને કર્યો એ કૃત્યને કલંકરૂપ બતાવીને **રામ**ને આદર્શવીરના સિંહાસન ઉપરથી ઉતારી પાડીને યથેચ્છ નિન્દાવર્ષણ કરવાની પ્રવૃત્તિ હાલમાં કેટલાક અરસિક, છાછરાજ્ઞાની અને વિવેચનશકિતવાળાં, જીવનના કરૂણ સંકટપ્રસંગોની અન્વીક્ષા કરવાને અશકત, માનવની મનોઘટનાના સૂક્ષ્મ અભ્યાસ વિનાનાં, સ્ત્રી પુરુષો કરતાં જણાયછે. એ નિન્દકોને સમર્થ ઉત્તર આ ન્હાનકડા કાવ્યમાં આવી જાયછે.

પંદર શ્લોકનું આખું કાવ્ય અહિં ઉતારાય એમ નથી, અને તેમ કરવાથી રસભંગ પણ થાય. માત્ર બે ત્રણ શ્લોકથી જ દિગ્દર્શન થશે:

જગદપેક્ષિત નીરસ નીતિએ
રમણીનો પરિત્યાગ કર્યો ભલે;
જગદતીત નથી પ્રણયે ત્યજી
વિષમતા ઉરમાં ન વસી કશી

× × ×

શરીર આ ન ભલે ફરી સાંપડે,
અવરવિશ્વ વિષે જઇ વા વસે;
પણ ન અંતર અંતરમાં જરી,
નથી ત્યજી નથી વા ગઈ જાનકી.
જગતની હતી જાનકી તે ગઈ,
હૃદયની હૃદયે હજુએ રહી;
સકળ કાર્ય તણી સહભાગિની,
હૃદય રાઘવની હૃદયેશ્વરી.

આ અલૌકિક હૃદયમાં પ્રવેશ કરવાનો અધિકાર જેને હશે તે જ રામને ન્યાય આપશે; જગદતીત પ્રેમનું દર્શન અને ગુણગ્રહણ સુલભ નથી.

આટલા અપૂર્વ વિસ્તારથી કરેલી સમીક્ષા ઉપરથી બોટાદકરની કવિ તરીકે પરીક્ષા હવે થઇ ગઈ મનાશે. હેમની કવિતાશૈલી, ભાષા, પદ્યપદ્ધતિ ઇત્યાદિનું સ્વરૂપ આપોઆપ જણાઇ આવ્યું હશે. કવિશૈલી નિસર્ગસિદ્ધ,—કેટલેક અંશે અન્ય કવિયોની છાયા ગણધારી, આવ્યા છતાં નિસર્ગસિદ્ધ—છે. ભાષા સંસ્કૃતમય બહુ અંશે છતાં અકિલષ્ટ, વિશદ, અને ગૌરવાન્વિત છે. હેનું કારણ એક એ છે કે માત્ર શબ્દકોશ જ સંસ્કૃત ભાષાનો વાપર્યો છે; ઘડતર, શબ્દસમૂહની ગોઠવણી વગેરેમાં કૃત્રિમતા આવી નથી. અપરિચિત સંસ્કૃત શબ્દો ક્વચિત્ જ વાપર્યાં છે.* ભાષાને અંગે એક લક્ષણ બોટાદકરનું નોંધવા લાયક છે, શબ્દો ગણતર વાપરીને અર્થ ઘટ્ટ જમાવવો; ઉદાહરણાર્થ:—“ગયાં સંયોગનાં સ્હેજે વાસન્તીભૂત વત્સરો;

* ઉદાહરણાર્થ: સંવેશ ( નિદ્રાના અર્થમાં ), શૈવલિની પૃષ્ઠ ૮૯, પંક્તિ ૮; પૃષ્ઠ, ૬૭, પંક્તિ ૧૩ કીશ (=વાંદરો) શૈવલિની, પૃ. ૨૫, પંક્તિ ૩, શબ્દકોશ આપેલામાંથી મદદ મળશે.

( શૈવલિની પૃષ્ઠ. ૭૦ પંક્તિ, ૨ ) અહિં ' વાસરીભૂત વત્સરો ' એ શબ્દો આ પ્રકારના સુશ્લિષ્ટ અર્થપૂર્ણ છે.

" કર્મ અને ફળમાંય ભેદ પ્રણયી નવ માને "

( શૈવલિની પૃષ્ઠ ૭ પંક્તિ ૨ ) આ શબ્દસમૂહનાં ઉદાહરણો એક જ શબ્દમાં ભરપૂર અર્થ પૂરવાનું ઉદાહરણ એક જ આપું: ' **હૃદય-રાઘવની** હૃદયેશ્વરી. ' ( રામાશ્વમેધ–શૈવલિની, પૃષ્ઠ ૧૧૦ ). અહિં ' હૃદયરાઘવ ' એટલે ' રાઘવનું હૃદય ' એમ વ્યત્યયસિદ્ધ અર્થ કરવા જતાં ' રાઘવહૃદયની હૃદયેશ્વરી ' એમ થઈને **પુનરુક્તિ** દોષ આવશે. ' હૃદયરાઘવ ' નો અર્થ–હૃદયમય, ભાવનો જ બનેલો **રાઘવ** એમ છે; સ્થૂલ શરીર **રાઘવનું** તે **રાઘવ** નહિં, હૃદયના ભાવ, **પ્રેમતત્ત્વનું**, સૂક્ષ્મ શરીર તે હૃદયરાઘવ. આમ આ શબ્દની અર્કરૂપતામાં અજબ ખૂબી છે.

ઉપમાના સૌન્દર્ય વિશે હું પાછળ કહી જ ગયો છું. એક ઉદાહરણ ઉમેરું: " સ્નેહશૃંખલ સમી દોરડી કર ગ્રહી " ( શૈવલિની, પૃષ્ઠ, ૬૬, પંક્તિ. ૩) વત્સલ માતાને શિશુના ઝૂલાની દોરી ' સ્નેહની શૃંખલા ' જેવી લાગે એમ કહેવામાં માતાનું અનુપમ વાત્સલ્ય, શિશુની સાથે માતાના હૃદયનું દૃઢ બંધન, ઈત્યાદિ અનેક વ્યઙ્ગ્યનું દર્શન થાય છે. બીજી કોઈ ભાડુતી હીંચકો નાંખતી હોય તો એ જ દોરી સ્નેહશૃંખલા મટી જઇને વેઠશૃંખલા થાય. અર્થાન્તરન્યાસો પણ **બોટાદકરની** કૃતિમાં અપૂર્વ વિચારપૂર્ણ આવ્યા છે. ઉદાહરણ:—

( ૧ ) શું નિ:સ્વાર્થ પ્રણયકૃતિને વ્યર્થતા હોય વારૂ ?
( શૈવલિની, પૃષ્ઠ ૧૪, પંક્તિ છેલ્લેથી ૫ )

( ૨ ) દેહતણું અભિમાન તજ્યા વિણ નહિ, આનંદ પમાય.
( શૈવલિની પૃષ્ઠ ૪૩, પંક્તિ ૯ )

( આ બીજા ઉદાહરણમાં અર્થાન્તરન્યાસ રૂઢ આકારમાં નથી મૂકાયો; છતાં પ્રયોજન તે જ લહેછે ).

( ૩ ) કર્મ અને ફળમાંય ભેદ પ્રણયી નવ માને.

( શૈવલિની, પૃષ્ઠ ૭; પંક્તિ ૨ )

કાવ્યશૈલીમાં ખોટાદકર કવચિત્ જ ક્ષતિ કરે છે. માત્ર એક સ્થળ સ્મરણમાં આવેછે: 'નિર્ઝરિણી'માં પૃષ્ઠ ૭૧ મે 'નવું વર્ષ' કાવ્ય છે ત્હેમાં

" ઉગ્યો હતો ગત દિને દિનનાથ જેવો,
આજે થયો ઉદિત ભર્ગભરેલ એવો;
× × ×
તો આજ કાં નવલ ભાસ્કર ભવ્ય ભાસે ?
ને કાં નવું સ્મિત ઉષાવદને નિહાળે ! "

ઇત્યાદિ પ્રશ્નો પૂછી સંયોગીકરણ તે જ કવિત્વનો વ્યાપાર છે. પૃથક્કરણથી કવિત્વ કથળેછે એ તત્ત્વ કવિ વીસરી જાયછે, અને ઉત્તર આપેછે:

" કિંતુ મનુષ્ય મનમાંહિ નવીનતા છે.
આશા તણા નવલ અંકુર ઉદ્ભવ્યા છે. "

આમ માનવમનની સ્વભાવઘટનાની પરીક્ષા અનુક્ત જ રાખવી જોઇતી હતી.

સ્મરણસંહિતાના કવિયે

કાલ્ય ને દિન આજનો—
ભેદ જેમાં શો પડયો ?
નાચતું ઉર થંભિયું
ગૂઢાર્થ કોને એ જડયો ?

એ પ્રશ્ન પૂછીને

કાવ્ય જે રમતો હતો,
પૂર્ણ જીવન જોસમાં
આજ તે ચાલી ગયો
હા ! લાડકે મૂજ રોષમાં †

એમ ઉત્તર આંમાં છે ખરો, પરંતુ તે આડકતરી રીત્યે, જાણે એક ઉમેરાનું વિધાન જ મૂક્યું હોય તેમ; અને તે ઉપરાંત, મનુષ્યનો સ્વભાવ હેવો છે કે દુઃખ પડે ત્હારે બધું બદલાયલું લાગે–હેવી રીત્યનો સિદ્ધાન્ત સ્પષ્ટ શબ્દોમાં મૂક્યો હોત તો આ પૃથક્કરણનો દોષ ન આવત.

**ખો**ટાદકરના પદ્યબન્ધનમાં અપૂર્વ ચારુતા કેમ આવીછે ? **હં** **ક** **ધ્રુ**વ અને **મ**ણિલાલ **દ્વિ**વેદીએ જે છન્દમાં ઠોકરો ખાધીછે તે હિંડી. છંદમાં પણ **બો**ટાદકરે વિજય મેળવ્યોછે ( શૈવલિની'માં પૃષ્ઠ ૧૮ વગેરેમાં જુવો. ) એક કારણ હું સૂચવી ગયોછું. ભાષા ઉપરનું હેમનું પ્રભુત્વ ઉચિત શબ્દોને આપોઆપ ઉચિત પદ્યના બીબામાં ગોઠવી દેછે. કાવ્યના વિષય અને છન્દ વચ્ચે પરસ્પર મૈત્રિ સધાયછે એટલું જ નહિં; પણ પદ્ય–પંક્તિમાં શબ્દો પણ સુઘટિત રીતે ગોઠવાઇ જાયછે. આ ઉપરાંત પદ–લાલિત્ય અકૃત્રિમ સધાયુંછેઃ

( ૧ ) 'પુણ્ય પ્રણયેભર્યાં અવનવાં કવન કૈં' ( નિર્ઝરિણી પૃષ્ઠ ૨૮ )
( ૨ ] 'અવર અવનીતણા અભિલષિત અતિથિને' (શૈવલિની, પૃષ્ઠ ૬૪)
( ૩ ) 'સુખદ સંવેશના મિષ્ટતર મંત્રશાં' ( શૈવલિની પૃષ્ઠ ૬૭ )
ઈત્યાદિ, ઇત્યાદિ, સ્થળ સ્થળે ઉદાહરણો જડશે. આટલા સૌષ્ઠવ-પદ્યરચનામાં યમકભંગ ક્વચિત્ આવ્યા છે તે જરાક ખૂંચેછે.

---

† "સ્મરણસંહિતા" પૃષ્ઠ ૨–૩.

ખૂણામાં બેઠે બેઠે વગાડીને આનન્દ લીધોછે ને અધિકારી માત્રને આનન્દ આપ્યોછે. હેણે પ્રભુને કહ્યુંછે:

> પ્રપંચો પૃથ્વીના અવર પણ એવા પરહરૂં,
> પુરાણી પ્રીતિના વિમલતર મંત્રે વશ કરૂં.

× × × ×

> હવે જાણું, ત્યાગું ઝટ હૃદય-દૌર્બલ્ય ઝળકી,
> તપાવંતી તૃષ્ણા પણ વિપથ જાણી દઉં ત્યજી;
> હઠાવું હોંસેથી જડ સદૃશય 'જીવત્વ' સઘળું,
> રસું, રાચું સાચું શિવપદતણું કો સુખ સજી. §

બીજા જેને લોભ નહોતો, ત્હેને વળી કવિવર્ગમાં સ્થાન-ઉચ્ચતમ, ઉચ્ચતર, કે ઉચ્ચ-શું મળશે તે બાબત ચિન્તા શી ? હેણે અન્તનો અભિલાષ પ્રગટ કર્યો છે કે:

> " જનિ ને મૃત્યના ભૂંડા, ઘણા આઘાત તો ઝીલ્યા;
> હવે એ ચક્રથી છૂટી, પરત્વે પ્હોચશું ક્યારે ? "

એ કવિ ચક્રથી છૂટયાછે, પરત્વ પામ્યાછે—અને, હું દૃઢતાથી માનું-છું કે, આ લોકમાં—સાહિત્યજગત્‌માં અમરત્વ પણ પામ્યાછે. હેના અમર આત્માને આ પરિણામ શાન્તિ આપો.

**વાંદરા.** } **નરસિંહરાવ ભોળાનાથ.**
તા. ૧૭-૬-૨૫.

---

§ 'શૈવલિની'—'પ્રભુને' કાવ્ય; પૃષ્ઠ, ૧૦૬.
† 'શૈવલિની' 'અભિલાષ' કાવ્ય; પૃષ્ઠ ૧૨૩.

# चतुर्थ काव्य संग्रह.

## ज्वलन.

( દ્રુતવિલંબિત )

તિમિરનો પરિહાર કરે ભલે,
જગતનું પણ જાડ્ય હરે ભલે;
કમળના ઉર માંહિ રમે ભલે,
મનુજનાં શિર નિત્ય નમે ભલે.

અયિ દિવાકર! તો પણ એકલો,
સ્વજન સંગતિ શૂન્ય સદા રહ્યો!
ગ્રહપતિ વિબુધો તુજને ગણે,
નિકટ ના ગ્રહ કોઇ રહી શકે.

પ્રથિત તું વળી પદ્મિનીનો પતિ,
અહહ! એ પણ દેખતી દૂરથી;
નહિ શશી ઉરસખ્ય સજી શકે,
ઉડુ તણા ગણ દર્શનથી ડરે.

સુરનદી પણ શુષ્ક બની જતી;
જ્વલિત અંતરને અવલોકતી;

પ્રખર પન્થ તણો શ્રમ ટાળવા,
મધુર ગોઠડીએ મન ઠારવા.

હુરઘડી કરી હાસ્ય હસાવવા,
ઉરનિદેશ કશો પણ પાળવા;
સુહૃદ કે પરિચારક સંગમાં,
રહી શકે નહિ કોઇ રસે ભર્યા.

જ્વલન ભીષણ હા! તુજ જોઇને,
નહિ ગમે કહી સંગતિ કોઇને,—
અનલનું અવગાહન આકરૂં,
પ્રિય બને કહિ કો ઉરને ખરૂં?

જ્વલિતને નહિ મિત્ર મળી શકે,
યદિ મળે, નહિ તો ઘડીએ ટકે;
ટકી શકે, નહિ અંતર તો મળે,
કદિ મળે પણ હેતથી ના હસે.

સબળને કદિ સ્હાયકની સ્પૃહા
નહિ હશે, ઉર એકલ એ ભલાં;
પણ વિભૂષણ એ નહિ 'મિત્ર' નું,
'પતિ' તણા પદને નહિ છાજતું.

તુજ સમો વનમાં વનરાજ આ,
વિચરતો બની એકલ સર્વદા;
વિવિધ કૈં પશુઓ વનમાં વસે,
પણ કરી સહવાસ ન કો શકે.

પ્રણય-પૂરિત જો ! રજની વિષે,
સપરિવાર સુધાકર સંચરે;
શરણ તારલિયા કંઇ સેવતા,
પળ પળે રસ નૂતન પૂરતા.

સુર તણી સરિતા શુચિ શી કરે,
રહી વધાવતી અદ્ભુત ઉર્મિએ;-
સહજ શીતળતા ઉર જે વસે,
નહિ 'સુધાકર' કાં થઇ તે શકે ?

વૈશાખ શુ. ૭, ૭૮

---

## अश्रखेलन.

( રોલા )

વિધ વિધ ધરતાં વર્ણ અને આકાર અનેરા,
નીલાંબર પર ચિત્ર ચીતરી કૈંક રહેલાં;
અનિલોદધિને અંક ધીર ગંભીર તરંતાં,
મંદ મધુર કરી હાસ્ય ભવ્ય કો ભાવ ભરંતાં.

આ ઉંચેરાં અભ્ર રહ્યાં નભને શોભાવી,
રીઝવતાં દિનરાત ચિત્તની ચંચલતાથી;
ઉભાં રહી પળ એક મૂક ગોષ્ટિ કૈં કરતાં,
કદી આલિંગન કાજ દીસે ધીરેથી ધસતાં.

મેળવી અંગે અંગ ભેદ ભૂલી સહુ જાતાં,
વળી ભજતાં વિશ્લેષ લાભ ખેલનનો લેવા;
રૂપ ધરે કો રમ્ય કોઇ ભીષણ પણ ભાસે,
ઉપજાવે આનંદ કોઇ વળી દશ્ય ડરાવે.

કોઇ ધરે ગજવેષ, કેસરી કોઇ કહાવે,
ગજથી પ્રકટે સિંહ, સિંહ કુંજર બની નાસે;
ખગ, માનવ, પશુ, વૃક્ષ—રૂપ પળપળમાં ધરતાં,
નહિ શ્રમ કે ન વિલંબ વિવિધ એ વેષ બદલતાં.

બાજીગરનાં બાળ ખરાં નભનાં ખેલાડી,
દિવ્ય હૃદયનાં દશ્ય રહ્યાં અદ્દભુત દેખાડી;
આતપનો સંતાપ રહે જગમાં નવ જોઇ,
શીતળ દેતાં છાંય, કહે રવિગોપન કોઇ.

અકળાતાં આદિત્ય બ્હાર પડમાંથી કાઢે,
કૃત્રિમ કરતો હાસ્ય શરમ દિનનાથ છુપાવે;

કોઇ ધરે પટ શ્વેત કોઇને પીત પછેડી,
કો રાચે સજી રક્ત, કોઇની કામળ કાળી.

ઓ સુરનાં સંતાન ! અજબ જાદુગર ઉંચાં !
કો નટવરની પાસ તમે શિક્ષણ આ શીખ્યાં ?
ઉર પામે આશ્ચર્ય નવલ તમ ખેલ નિહાળી,
કૌતુક શી દેખાય રમ્ય લીલા રઢીયાળી.

રમતું કાંઇ રહસ્ય હશે એ ક્રીડન માંહે,
વંધ્ય નહિ વ્યાપાર અમળ અંતરનો ક્યારે;
ક્ષણ ક્ષણ કરીને સાન જગતને કૈંક જણાવો,
એનો ઉંડો ભેદ સુહૃદ્‌ભાવે સમજાવો.

હા ! જગના સહુ રંગ, પલટતા ઢંગ હજારો,
સદ્‌ગુરૂ થઇને સર્વ તમે તે નિત્ય બતાવો;
ચલિત વિભવનાં ચિત્ર તમે પ્રત્યક્ષ કરાવો,
ને માયાનો મોહ ક્રમે એ દૂર હઠાવો.

સંસારીનો સ્નેહ કરી શમશ્યા સમજાવો,
ને સઘળો સંબંધ ખસીને હૃદય ઠસાવો;
હા ! ઉંચો ઉપદેશ તમે અમને આપો છો,
ભાગ્ય તણા પણ ભેદ સહજ દર્શાવી દ્યો છો.

કવિજન કેરાં કાવ્ય શાસ્ત્રનું શિક્ષણ સાચું,
ગુરૂમુખ કેરૂં જ્ઞાન આત્મ ચિંતન કૈં ઉંચું;
જે ન જણાવે તત્ત્વ તમે તે સદ્ય શીખાવો,
એક પલકની માંય મોક્ષનો માર્ગ બતાવો.

પાડો છો પ્રતિબંબ મનુજ જીવનનું પૂરૂં,
દર્શન સુલભ સદૈવ ધરો અંબરમાં ઊંચું;
પણ માયામાં મગ્ન હૃદય એ કાંઈ ન જાણે,
અફળ ગણી ઉદ્યોગ ઉપેક્ષા અનુદિન આણે.

સંસ્કૃતિ સાગર માંય અમે નિશદિન ડૂબેલાં,
ને ઉપર ઉલ્લોલ ઊછળી કૈંક રહેતાં;
ઘોર તિમિર ચોપાસ ધરે આંખે અંધારી,
જરીએ નહિ જોવાય હાય! કૃતિ એ હિતકારી.

તોય અહો! અમ મિત્ર! દેશના દેતાં રહેજો;
એ મીઠો રસમંત્ર કાનમાં કહેતાં રહેજો;
વસુમતી અધિક વિશાળ,સમયનો અંત ન આવે,
પ્રાણીનો પણ પાર દૃષ્ટિએ નહિ દેખાયે.

ધન્ય હૃદયનું ધ્યાન ખચિત કો દિન ખેંચાશે,
અનુદિત આ ઉપદેશ સહજમાં સમજી જાશે;

અથવા ફળની આશ રસિક હૃદયો શી રાખે ?
કર્મ અને ફળમાંય ભેદ પ્રણયી નવ માને.

કૈં કૈં કોમળ કાવ્ય ભર્યાં તમ અંતર ભાળું,
ભારતીનું પણ ભવ્ય નયનથી નૃત્ય નિહાળું;
એથી જે આનંદ ઉદ્‌ભવે અંતર મારે,
શ્રમથી કરતાં શોધ નહિ નિરખું એ ક્યારે.

શ્રાવણ કૃ૦ ૧૦, ૭૭

---

## ક્ષિતિજ.

( તોટક )

રસગુંજન ગોઠડિયો કરતાં,
ઉરથી ઉર મેળવીને વસતાં;
કંઇ કાળ તણા પણ કાળ ગયા,
અળગાં નહિ અંતર તોય થયાં.

અયિ ! વ્યોમ-વસુમતી વ્હાલભર્યાં,
તમ ઐકય અનૂપમ ઉજ્જવલ આ,
હરખી ઉર નેહભર્યો નિરખું,
પણ કાંઇ રહસ્ય નહિ પરખું.

કયી ગોઠ વસે તમ અંતરમાં ?
વળી મંજુલ મંત્ર કયો કરતાં ?
સ્વર એક કદી શ્રવણે ન પડે,
કંઇ ભાવ નહિ વદને વિલસે.

દિનનાથ ભલે ભ્રમણે ભટકે,
રજનીપતિની ગતિ ના અટકે;
નહિ તારલિયા સ્થિરતા સમજે,
નહિ મેઘ તણું મન વેગ ત્યજે.

પણ સ્વાસ્થ્ય ખરૂં તમ અંતરમાં,
નહિ મીટ મરે પળ એક અહા !
તમ મંત્ર સુણી ઉર કોઈ જશે,
ભય એ પણ અંતરમાં ન વસે.

પ્રણયી ઉરને ભય હા ! ન હશે !
નહિ જે ઉર માંહિ વિકાર વસે;
નહિ હોઠ ભલે જરીએ ફરકે,
પ્રણયી ઉર તો પણ ગોઠ કરે.

વદને ન વદે પણ એજ વદે,
શ્રવણે ન શુણે પણ એજ શુણે;

જગથી અળગાં ઉર એ ક્રમથી,
સમજાવી રહ્યાં શુચિ અંતરથી.

પણ પાર હશે તમ ગોઠ તણો ?
તમ મંત્ર થશે કહિ પૂર્ણ ખરો ?
ઉર સ્વાર્થ નહિ, તહિં પાર નહિ,
રહી પાર શકે ફલસિદ્ધિ મહિં.

જગના સહુ શાસ્ત્ર સમાપ્ત થશે,
પણ " પ્રેમ પુરાણ " ન પૂર્ણ થશે;
કંઇ વર્ષ પરે વહી વર્ષ ગયાં,
અધુરી પણ જો રહી પ્રેમકથા.

કવિઓ કહી કાવ્ય અનેક ગયા,
રસિકો પણ કૈંક નિમગ્ન રહ્યા;
પણ એ રસ તો નહિ શુષ્ક થયો,
નવલો નવલો હજી નિત્ય રહ્યો.

ઉર ભારતીનું નહિ ભેદ લહે,
કવિ પૂર્ણપણે પણ કેમ કવે ?
રહી એકજ અંગ રમી જનતા,
પ્રણયેશ્વર રૂપ વિરાટ સદા.

ઉર એ તમ સંગતિથી સમજું,
નહિ ભેદ કુતૂહલ કાંઇ ભજું;
ઉર ગોઠડી એજ કર્યા કરજો,
રસનાં શુચિ સ્તોત્ર કહ્યાં કરજો.

પણ સ્થાન અરે ! તમ ઐકય તણું,
નહિ ધાવનથી પણ મેં નિરખ્યુ;
કંઇ યત્ન કરૂં તમને ગ્રહવા,
પણ દૂર જ દૂર દિસો હસતાં.

તમ મંત્ર સમું તમ મેલન એ,
રહી નિત્ય સમીપ ઠગે દૃગને;
અધિકાર હશે નહિ અંતરને,
સ્થલ સંગતિનું પણ કેમ જડે ?

ઉરમાં અભિલાષ ન એય ધરૂં,
તમ પાર કદી ગ્રહવા ન ફરૂં;
ઉર ભેદ અગમ્ય સદૈવ રહો,
રસ ભવ્ય નિરંતર એમ વહો.

લઉં શિક્ષણ કૈં તમ દર્શનથી,
કંઇ પ્રેમ મહત્વ શકું સમજી;

ફળ એ ઉરને કૃતકૃત્ય કરે,
નહિ અન્ય પછી અભિલાષ રહે.

વૈશાખ શુ, ૪. ૭૮

---

## શર્વરી

( મન્દાક્રાન્તા )

કાલિંદીના હૃદયતલ શી કાલિમાને વહન્તી,
ને આષાઢી નવલ ઘનના ગર્વને ગાળી દેતી;
વિષ્ણુ કેરા વિપુલ વપુના ભવ્ય આભાસવાળી,
ને મુક્તિની સહચરી સમી શર્વરી હું સુહાતી.

પ્રાતઃકાળે નભ વિહરવા કોટિ કર્તવ્ય કાજે,
પ્રાચી કેરા હૃદય પરથી કૂદતો ભાનુ આવે;
એથી લજ્જા ઉર અધિક આ જ્યેષ્ઠને જોઇ પામે,
પેસી જાતી કુલયુવતી હું સદ્ય અન્તઃપુરાન્તે.

ને એ વિશ્વે ક્ષપિત કરથી કૈંક વ્યાપાર વ્હેતો,
સિન્ધુના ને સરસરિતના વારિને શોષી લેતો;
ક્રોધાવેશે જ્વર જગતનાં પ્રાણીઓમાં પ્રસારે,
ને દોડાવે કંઇક દિલને વ્યગ્રતા કૈંક ત્યાં

એ ઉત્પાતો દિવસ ભરના દૂરથી હું નિહાળું,
ઊંડે હૈયું જગ હૃદયમાં અર્પવાં શાંતિ સારૂં;
કિન્તુ લજ્જા સહજ કુળની આવવા દે ન ત્હારે,
શોકે છાનું હૃદય રડતું વિશ્વ કેરા વિચારે.

ધીસે ધીમે જલધિ ભણી એ આખરે જાય ઊડી,
કંપાવેલું કઠિન કૃતિથી શીઘ્ર સામ્રાજ્ય છોડી;
ને લંપાતી ચરણ હળવે આવતી હું ધરન્તી,
શંકા એવી ક્ષણ ક્ષણ જતી દૃષ્ટિ સર્વત્ર દેતી.

દૂરે જાતાં ગુરૂ હરખતાં બાલ શાં હર્ષ ઘેલાં,
આ સ્વચ્છન્દી વિહગ વિલસે મુક્તિનું ગાન ગાતાં;
ને આનંદે અનિલ મધુરો શાન્ત સદ્‌ગન્ધ વ્હેતો,
દાઝેલાં ને શ્રમિત દિલને આવી આશ્વાસ દેતો.

સ્વામિ કેરો સુયશ સઘળે વિસ્તરેલો વિચારી,
સંધ્યા રાણી અહિં નિરખવા આવતી ગર્વરાતી;
દેખી એને જતી નિકટ હું ભાવથી ભેટવાને,
ભેદાભાવે કુશળ કુળનું ઇચ્છતી પૂછવાને.

કિન્તુ કાળું કરી વદન એ સદ્ય સંતાઇ જાતી,
શી અક્ષાન્તિ અરર ! ઉરની ચાતૃવર્ગે વસન્તી;

હેયાં એનાં ઘડીક હસતાં લોકની લાજ ધારી
અન્તે છાની પણ રહી શકે કેમ ઇર્ષ્યા અકારી ?

અસ્તુ ! એથી મુજ હૃદયમાં ના કશું કષ્ટ થાય,
એ રીતિ તો પ્રતિ સદનમાં જોઉં છું હું સદાય;
વૃત્તિ મારી સહજ સહુનો ભેદ ભૂલાવનારી,
દેખી એને નહિ કરી શકે ક્રોધ ભૂરો કદાપિ.

જો ! આ જયેષ્ટે કંઇક ઉરને તીવ્ર તાપે તપાવ્યાં,
ને તોફાનો પ્રલય રચવા કાજ કેવાં મચાવ્યાં ?
એને ટાળી કુલવડિલના કાર્યને હું સુધારૂં,
એનો ભુંડો અપયશ શકું જોઇ હું કેમ વારૂ !

કૈં કૈં કલેશો અહહ ! પુરૂષો વિશ્વ માંહે વધારે,
તેને શીળાં રમણી હૃદયો શાન્ત સ્હેજે પમાડે,
જો ! આ આખું જગત ઉલટયું જાય વિશ્રાંતિ માટે,
જોતાં મારૂં વદન કપરાં બન્ધનો સર્વ છૂટે.

તીખી દૃષ્ટિ જરૂર તરતી કાળજાં કૈંક કાપે,
મીઠી દૃષ્ટિ અમૃત વહતી સુન્દરીની સુહાવે;
પ્રીતિ કેરાં ઝરણ મધુરાં અંતરે એ વહે છે,
ને ઉંડેરા નર હૃદયમાં ઉગ્ર અગ્નિ બળે છે.

એ અગ્નિથી જ્વલિત પળમાં પ્રાણીઓ નાશ પામે;
કિન્તુ યોષિત્ હૃદય રસીલાં સદ્ય પીયુષ સિંચે,
એ વર્ષન્તી શિર જગતને વાદળી ના વસન્તી,
તો સૃષ્ટિમાં ચરણુ ધરવા સંભવે સ્થાન ક્યાંથી ?

મૃત્યુ છે હા ! પુરૂષ ગણુ ને નારી સંજીવની છે,
એ છે વૃક્ષો વિષમ વિષનાં ને સુધાવલ્લરી તે;
કોટિ યત્ને પુરૂષ ન શકે જે પ્રશાંતિ પમાડી,
તે દૃષ્ટિથી સહજ શકશે સુન્દરી સદ્ય આપી.

ભોળાં પ્રાણી રવિરચિત કૈં ચક્રમાંહે ચડેલાં,
વિદ્યુત્સ્પર્શે ધરી તરલતા ના હઠે લેશ પાછાં;
તેથી વૃષ્ટિ કરી તિમિરની દેઉં એને ડુબાવી,
રોકું દૃષ્ટિ મધુર કરને આંખ આડા લગાવી.

વ્હેલાં મોડાં સહુ હૃદયને એ ક્રમે હું નિરોધું,
શું નિઃસ્વાર્થ પ્રણયકૃતિને વ્યર્થતા હોય વારૂ;
મીઠી નિદ્રા મુજ સહચરી વિશ્વને અંક લેતી,
ને સોંઘેરાં રસભરિત કૈં સ્વપ્નનો સ્વાદ દેતી.

પંપાળીને શ્રમ હૃદય ને દેહનો હું નિવારૂં,
ઊંડાં વેરો કંઇ સમયનાં મિષ્ટ મંત્રે ત્યજાવું.

વ્હાલાંની ને ધન સદનની સર્વ ચિંતા વિસારી,
છોડી શક્યા શરણ વસતાં પૂર્ણ વિશ્વાસ પામી.

કીડી કેરો પણ કરી શકે ના ભરૂંસો લગારે,
તે મૃત્યુનો ભય વીસરતાં આવી ઉત્સગ મારે;
હા ! પ્રાણીને નિજપરપણું ના નિસર્ગે વસેલું,
કિન્તુ ભેદે ભરિત હૃદયે સર્વ એ શીખવેલું.

આ વ્યોમાંકે દિનભર રહ્યા તારલાઓ છુપાઈ,
મુંઝાયેલા બહુ સમયથી ડોકતા બ્હાર આવી;
દેખી સારૂં રસ વરસતું રાજ્ય સ્વાતંત્ર્ય સેવે,
ભીતિ છોડી મધુર હસતા રાસ ખેલી રીઝાવે.

આછી આછી કંઇ વિશદતા પૂર્વ માંહે જણાતી,
જ્યોતિ સારા ખચિત ખસતા માનથી માર્ગ આપી;
ધીમે ધીમે પ્રણય વહતો આવતો કાન્ત એ તો,
ને પીડાતો મુજ હૃદયથી શોક હાસ્યે સુહાતો.

વિસ્તારીને અમિત કર એ ભેટતો અંગ આવી,
ને ઓઢાડે રજતરચિતા સ્નેહથી શુભ્ર સાડી;
લજ્જા પામી કંઇ ધવલતા એ થકી હું ધરન્તી
કિન્તુ દેખી કૃશતર તનુ ચિત્ત ચિંતા ચડન્તી.

હા ! કર્તવ્યે સહજ સુજને સ્હાય એ આપવાને,
પોઢાડેલાં જગત પર જો પુણ્ય પીયૂષ રેડે;
કૈં કૈં કેલિ ઉર રીઝવવા એ કળાથી કરન્તો,
ક્યારે દેવા રસ અધિક વા અભ્ર માંહે છુપાતો.

ત્યારે મારૂં હૃદય વિરહી સદ્ય શોકે છવાતું,
વ્હાલા કેરા વિમળ ઉરથી એ સહી ના શકાતું;
દોડી પાછો તુરત અધીરો આવી આનંદ દેતો,
ને એ પેરે પ્રણયધનની રમ્ય વૃદ્ધિ રચંતો.

પ્રીતિ કેરૂં સહજ સમજે સાંગ એ શાસ્ત્ર સાચું,
ભાસે એને સુલભ ઉરમાં વ્હાલ વિસ્તારવાનું;
ક્યારે પૂરો કદિક અરધો તે કદી ના જણાય,
હા! એ રીતે પ્રણય વધવા યોજતો એ ઉપાય.

ક્યારે સંગે સતત વસતો, કાં વહી જાય વ્હેલો,
ક્યારે થાકું સ્મરણ કરીને તોય તે ના જણાતો;
દૂરે પાસે ઉચિત વસતાં વ્હાલ વાધે વિશેષે,
ભૂલે દોષો મનુજ મતિના સર્વથા વિપ્રયોગે.

દેખું એને અનુદિવસ હું ઉચ્ચ આરોગ્ય વ્હેતો,
કિન્તુ પાછો સતત ક્રમથી રોગ પામી રીબાતો;

વ્હાલા કેરા નહિ હૃદયના રોગને હું પિછાણું,
દાઝે હૈયું અહિત અતિશે કલ્પતું રંક મારૂં.

તોએ એની અમર કૃતિથી અંત વિશ્વાસ આવે,
મૃત્યુ કેરૂં નહિં ચડી શકે ચિત્તમાં ચિત્ર ક્યારે;
પોષે છે જે પ્રણયી પરનાં પ્રાણ પીયૂષ આપી,
તેને મૃત્યુ વિષજનિત હા ! સંભવે ના કદાપિ.

ને એ વૃત્તિ મુજ રમણના સર્વ વ્યાધિ વિદારે,
ને છોડાવી જ્વર જઠરતા નવ્ય આરોગ્ય આપે;
સિંચી સિંચી પર હિત શુભા એ સુધાને ખપાવે,
તોએ એના નહિ હૃદયમાં ન્યૂનતા અંત આવે.

ગોષ્ટિમાં ને પ્રણય કૃતિમાં કૈં ગયો કાળ વીતી,
ભૂલ્યાં બન્ને હૃદય રમતાં કાળની ક્રૂર રીતિ;
ધીમાં ધીમાં પદ ક્ષિતિજમાં સૂર્ય કેરાં સુણાતાં,
મીઠાં હાસ્યો કંઇ ઝળહળે આભ માંહે ઉષાનાં.

સેવી લાંબી અનુજ ઉરની સ્તબ્ધ હા ! થાય સ્વામી,
ને સંતાતા ફરી ગગનમાં તારલા ત્રાસ પામી;
ઓચિંતી હું ઝડપ ઝબકી, સ્નેહનાં સ્વપ્ન છોડી,
દોડી જાતી મુજ સદનમાં ઠારમાં કંપ પામી.

શ્રાવણ શુ. ૫, ૭૭

# ચકોરી

( હિંડી )

તીવ્ર તરણિ તાપ દેહને દઝાડે,
ઉષ્ણ વાયુએ વ્યથા વળી વધારે;
દૃષ્ટિ પાંસુના પ્રવર્ષણે ભરાતી,
શાંતિ હૃદયમાં જરા નહિ જણાતી.

તોય અજબ ધૈર્ય અન્તરે ધરીને,
એક ધ્યેયને અનેકધા સ્મરીને;
એક વ્યકિત કાજ વિપદને વિસારી,
સહન એ સહુ કરી રહી ચકોરી.

ચંદ્રદર્શને જડી અનન્ય આશા,
એજ મિલનમાં રમી રહી મનીષા;
સુખદ સ્નેહ સ્વપ્ન સર્વ કાળ સાધી,
અન્ય ઉર થકી ઉવેખતી ઉપાધિ.

એક આશ તણે આશરે રહીને
કષ્ટસિન્ધુ જાય પ્રાણીઓ તરીને
એજ ઔષધિ અનેક ઘાવ ઊંડા
રૂઝવે સદૈવ ભય ભરેલ ભૂંડા

રટણુ હૃદયમાંહિ રમણનું રહે છે,
પ્રણય સરિત એક ધારથી વહે છે;
ભવ્ય ભરતી કૈંક ઉછળતી ભરાય,
વિશ્વના પ્રહાર સકળ વ્યર્થ જાય.

દુઃખ ભરિત દીર્ઘ દિવસ એમ વીત્યો,
થયા શાંત થાકી વિકટ સૌ વિધાતો;
શૈત્ય સિંચતી નિશા અવશ્ય આવી,
વ્હાલની વધામણી નવીન લાવી.

મંદ મંદ હાસ્ય સુખ થકી કરીને
પ્રણયના અનેક ઝરણુને ઝરીને;
મૃદુલ ચરણુ વિમળ વ્યોમમાં ધરીને,
ઉદય શર્વરીશ પામતો ઉમંગે.

હૃદય માંહિ સ્વાસ્થ્ય આવ્યું કે ન આવ્યું.
દયિત વદન સહજ જોયું કે ન જોયું;
દૃષ્ટિ સંગ દૃષ્ટિ લાગી કે ન લાગી,
સ્નેહ વૃત્તિ કૈંક જાગી કે ન જાગી.

અહહ! અભ્ર ત્યાં અનેક દોડી આવે,
સદ્ય સ્વામીના શરીરને છુપાવે;

નક્ષત્ર નાચતાં હજુ રહી હસે છે,
વિરહની વ્યથા ન જોઇ એ શકે છે.

કષ્ટથી કંઇક કાળ તોય કાઢ્યો;
ઉદયનો અભાવ વૃત્તિએ વિચાર્યો;
સ્નેહસ્વપ્ન કેરૂં મિલન એહ માન્યું,
પ્રણયકેલિ વા પિછાણી હૃદય રાચ્યું.

પ્રહર પણ અનેક આકુળ જાય ચાલ્યા,
અભ્ર ઉપર અભ્ર વ્યોમમાં છવાતા;
એ અભીષ્ટ વદન ના ફરી નિહાળ્યું,
દિવસ તુલ્ય હૃદય રજનીમાંય બાળ્યું.

રંક કેરૂં ભાગ્ય રંક સર્વ રીતે,
દીનની દયા ન દૈવને દીસે છે;
પ્રણય પન્થ માંહિ વિઘ્ન હા ! હજારો,
વિપદમાં ય હોય વિપદનો વધારો.

ગયા સકળ વ્યર્થ હૃદયના વિલાપો,
ધૃષ્ટ જલદ તો જરા ન દૂર જાતો;
દુઃખથી દબાઇ આખરે રડીને,
હા ! બની અચેત ધરણીમાં ઢળીને.

શ્રાવણ ૧૯૦૭, ૭૭.

# कालनिद्रा

( હરિગીત )

કૈં સમય સંચાલિત પ્રવર્તનચક્રને સ્થિર રાખવા,
ને શ્રમિત વિશ્વ સમગ્રને આરામ ઉપરથી આપવા;
આરક્ત હૃદયે, હસિત વદને, જગ નમન કૈં ઝીલતો,
કર્તવ્યરત દિનકર દિસે અસ્તાબ્ધિના ઉદરે જતો.

સંધ્યા સુહાગણ શાંતિનો સંકેત કૈં સમજાવતી,
ને મંદ મંદ તમિસ્ર કૈં અવ્યક્ત વરસે વ્યોમથી;
સહસા સ્મરી સંતાનને વાયુ તણું ઉર વિંધતાં,
લક્ષી વિપુલ વટવાસને જો ! ઊડતાં ખગ આવતાં.

કૈં હર્ષ ને શોકે ભર્યાં ખગ શાવકો બે કોમળાં,
નિજ નીડને દ્વારે રહી નભમાર્ગને અવલોકતાં,
અન્યોન્ય અડકી અંગને આલંબ શો આપી રહ્યાં,
અર્ધી ઉઘડતી ચાંચથી કૈં મંદ મંદ વહી રહ્યાં.

હા ! તીવ્રતર દૃષ્ટિ વડે કરતાં પ્રતીક્ષા માતની,
ને નિરખતાં તરૂની દિશા પર આવતાં વિહગો ભણી;
આશા ઉપજતી પળ વિષે ને વ્યર્થ પણ પળમાં જતી,
આવ્યાં વિહંગ અનેક પણ, જનની હજુ આવી નહિ.

કોટિ ગૃહાગત પક્ષીઓનો શોર પ્રકટે સામટો,
સંહિ મધુર કલકલ ઉદ્‌ભવે વળી હર્ષઘેલાં બાળનો;
કંપિત હૃદયને હાય ! એ આઘાત ઊંડા આપતો,
જે નિત્ય દેતો અવનવો આહ્‌લાદ અંતરને હતો.

કૈં પણ જતાં દગમાર્ગમાં પણ કોઈ ના વિહગો રહ્યાં,
ને કારમા સર્વત્ર કાળા તિમિરના પડદા ઢળ્યા;
તોએ અધીરી દૃષ્ટિઓ નિષ્ફળ હજી નિરખી રહી,
ને દૂર દૂર વિલોકવા શી તીવ્રતા ધરતી રહી !

ગંભીર કોલાહલ ક્રમેથી શકુનનો શમતો ગયો,
પણ આ અધીરા હૃદયનો પરિકંપ ના જરીએ શમ્યો;
જનની તણા ઉત્સંગમાં જે ઊંઘ મીઠી આપતી,
ને કોમળા કર ફેરવી સુખ સ્વપ્ન નવલાં પ્રેરતી.

તે આજ રજની એકલાં દેખી બિચારાં બાળને,
ભય અંતરે ઉપજાવતી સુસવાટ કરતી સંચરે;
દલરદ્રુમોમાંથી પવન પણ શા શબ્દ કરતો કારમા ?
ને ભૂત શા વટિપો ભયંકર નકૂટ સામે નાચતા !

કૈં દૂર ક્રૂર કૃતાન્ત સરખાં ઘુવડ ઘૂઘૂ ઘૂઘવે,
ને માત વ્હોણાં બાળ કેરાં કાળજાં કંપી રહે;

શકિત હૃદય ને નયન કેરી સહજ ક્ષીણ થતી ગઇ,
આવ્યો નિશાનો અંત પણ જનની અરે ! આવી નહિ.

એ પંથ જોતાં નયન કોમળ કારમાં ફાટી ગયાં,
ને ઉભય અંગો ભયભર્યાં આલિંગતાં ચોંટી ગયાં;
ભૂલી ગયાં તનુભાન ને પરવશ ઢળી અંતે પડયાં,
ને મંદ મંદ થતા સ્વરો પણ શાંત સર્વ પડી ગયા.

× × × × ×

જાણે બિચારાં હૃદય એ શું ભાવિ કેરા ભેદને,
ને કોણ થઇને કઠિન એ સંદેશ શોકભર્યો કહે ?
ઘેલી બની નિજ બાળ કારણ ઊડી ગગને આવતાં,
હા ! કારમી ધરણી ઢળી શર વ્યાધ કરથી વાગતાં.

ગભરાટ એ અંતર તણો, ફફડાટ પરવશ પાંખનો,
જોવાય નહિ કહિ કાળથી, કલ્પાંત એ પળ એકનો;
આશા ભરી જનની અરે રે ! અર્ધપંથ પરે રહી,
ને કાળનિદ્રા બાળ-ઉરની ના ગઇ તે ના ગઇ.

શ્રાવણ કૃ૦ ૧૩, ૭૭

# સમુદ્રને

( સ્રગ્ધરા )

ગાયન્તી ગર્જના એ નહિ, હૃદય તણા ઉગ્ર આક્રન્દ ઉંડા,
ના એ કલ્લોલકેલિ, અવિરત વહતા નિત્ય નિઃશ્વાસ ન્હાના;
છાયાના વ્યોમની એ જટિત ઉર વિષે શ્યામતા શોક કેરી,
આધિના ઉભરા એ, નહિ નહિ ભરતી કોઇ ભાવે ભરેલી.

વ્હાલા સિન્ધો ! વ્યથા એ તવ સમ સ્થિતિના સામ્યથી હું પિછાણું,
કૈં કૈં સંકષ્ટ સેવી વિસમ પણ થયું જીવવું છેક ખારૂં;
ભૂંડા કૈં ભૂતકાળે અહહ ! અનુભવ્યા ભ્રાત ! તેં માન ભંગો,
ને દીઠા દીનતાથી-કઠિન હૃદયથી પીડતા કૈં પ્રસંગો.

દેવો ને દાનવોએ પ્રબલ ન બળથી સર્વ સદ્રત્ન લૂંટયાં,
ફુત્કારો વાસુકીના અનલ પ્રકટતા અન્તરે આજ ઉભા;
ને એ સંથાદ્રિ કેરાં પળપળ પડતાં ઘર્ષણો વીસરે શું
પુત્રો ને પુત્રીઓનું હરણ સ્મરણથી હોય ના કાં નકારૂં ?

એથી આઘાત ઊંડો વળી ઘટ તનુ જે કારમો કાલ્ય કીધો,
ઝીલી એકાંજલિમાં સદભર મનથી ડોલતાં પૂર્ણ પીધો;
મત્સ્યોને કચ્છપોનાં તનુ તરફડતાં નેત્ર લ્હોતાં નિહાળ્યાં,
રક્ષા પામી શક્યાં ના શરણ નિવસતાં બાલકોએ બિચારાં.

સાધીને શીર્ષ સેતુ રઘુકુળમણિએ શેષ કૈં માન માંડયું,
ને એના વાનરોએ રમત રમતમાં હા ! અપારત્ન તોડયું;
કારી કૈં કીકિયારી કરી સહજ ગયો કો વળી કીશ કૂદી,
શોકાશ્ચર્યે છવાતું હૃદય પણ રહ્યું એ અવજ્ઞા વિલોકી.

અદ્યાપિ ભાનુ ભૂંડો કતિપય કરથી શો રહ્યો નીર શોષી ?
વૈરી શો વાડવાગ્નિ વસી હૃદય વિષે રાચતો અંગ બાળી;
વર્ષોને વાહિનીનું ક્ષણ ક્ષણ મળતું વારિયે વ્યર્થ જાય,
ના કૈં મિષ્ટત્વ માણ્યું, નહિ સલિલ તણી સ્વલ્પ વૃદ્ધિ જણાય.

નાચંતાં નાવ કોટિ અહિં તહિં ધસતાં ચક્રથી અંગ ચીરી,
નિત્યે નિઃશંક રે'તાં જલચર હૃદયો સ્પર્શ માત્રે વિદારી;
ને અંગે મિષ્ટ વારિ ભરી ભરી વિચરે પન્થના આ પ્રવાસી,
એ તો સંતાપ કેરો અરર ! અવધિએ દેખવો દુઃખકારી.

આઘાતો કૈંક એવા હૃદયવન વિષે સર્વદા દાહ દેતા,
ત્યાં શાં સંગીત મીઠાં ભુવન ભરતી કૈં કાંઇ કલ્લોલ કેવા;
તોએ ધીરત્વ ધારી સમય સમયના સર્વ સંયોગ સ્હેવા,
બંધાયેલાં વિધિથી સહૃદય હૃદયો દુઃખને સ્થાન દેવા.

લૂંટાયાં રત્ન તોએ પ્રથિત જગતમાં તું જ રત્નાકરત્વે,
ખારૂં છે નીર તોએ જલનિધિ જનતા અન્ય કોને કહેશે !

સેતુનો બન્ધ એ તો દશવદન તણા ને સ્વલ્પ સંગની સ્વલ્પ શિક્ષા
ને એવા સૌ પ્રસંગો કવિ હૃદય તણા સખ્યને સાધનારા.

શોષે છે સૂર્ય તોએ નહિ તુજ જલનો લેશ ભંડાર ખુટે,
એ વૃત્તિ વેઠતાં તો જરૂર જલદને તું નવો જન્મ દે છે;
સિદ્ધિ સદ્ભાગ્યની એ કહી કહી ઉરને નિત્ય આશ્વાસ દેજે,
ને સાચી વિશ્વ સેવા કરી ઉપકૃતિનો લક્ષધા લ્હાવ લેજે.

---

## સરોજિની

( દ્રુતવિલંબિત )

તરલ કૈંક તરંગ ઉછાળતું,
ગહન માનસથી ગભરાવતું,
ઘડી ઘડી ઉરને અટકી જતું,
સર દશે દિશથી વળગી રહ્યું

હૃદયને, દલને, મૃદુ નાલને,
સલિલ લેપ કશો કરતું રહે
પણ સુહાગણ રમ્ય સરોજિની !
અસર અંતરમાં ન તને કશી.

લહરી સંગ ભલે રહી નાચતી
પળેપળે તનુને ન્હવરાવતી
મુખ વસે કંઇ શીકર સ્વેદ શા,
સચી રહી ઘટથી ઘમસાણમાં.

પણ અહો ! ઉર તો અળગું દીસે,
પ્રણય અન્ય રસે વિલસી રહે;
હૃદયથી, દૃગથી, શત પત્રથી,
રહી દિનેશ તણું મુખ દેખતી.

કર થકી કરને અટકી રહી,
પુનિત ભર્ગ સદા ભજતી રહી;
વિમુખ એક પળે મુખ ના થતું,
નયનને નહિ ભાન નિમેષનું.

ગતિ વિષે ઉરની ગતિ મેળવી,
હસિતને હસતી રહી ઝીલતી;
ઉર અભેદ કશો ઉપજાવતી,
જલ તણા બળને રહી જીતતી.

તનુ પરાધીન છો સરમાં સુએ,
જગ તણાં દૃગ સંગતિ છો જુએ;

લહરિને વશ નૃત્ય ભલે થતું,
પણ ન ચેષ્ટન અંતરમાં કશું.

અજબ એ તુજ માનસની સ્થિતિ,
નિરખીને બનું વિસ્મિત પદ્મિની!
ભવ સરોવરમાં ઉર આ પડયું,
દિન દિને અધિકાધિક ડૂબતું.

સલિલ અંતરમાં રમતું રહે
નયનથી નહિ દૂર જતું દીસે;
લહરિઓ પણ કંપિત કૈં કરે,
ગહનતા ગભરાટ ઘણો રચે.

હૃદયનો રવિ ના નજરે પડે,
અણુયને નહિ લક્ષ્ય કશું જડે,
તિમિર અંતરનું જરી ના ટળે,
અજબ અંશુ ન કયાંય જણાય એ.

કંઈક મંત્ર વસે તુજ માનસે,
સહજ એ સમજાવ સખી! મને;
ઉર તણી કરી તું શકી ઉન્નતિ,
સર વિષે વસતાં પણ ના વસી.

ભવજલે તનુ છો ભટક્યાં કરે,
પણ રહી ઉર ઉન્નત આ શકે;
તરણિના કરનો ક્ષણ ના ત્યજે,
સતત સન્મુખતા સજતું રહે.

અમિત ઉર્મિ ભલે રહી ઉઠતી,
અવનવા ઉર ભાવ જગાવતી;
કવન કોમળ કૈં પ્રકટાવતી,
હરી જડત્વ સદૈવ જગાડતી.

પણ વિલોકન એક ઉરે વસે,
શરણ અન્ય નહિ સમજી શકે;
સહજ સાર્દ્ર બને પણ ના સડે,
તુજ સમાન સદા તરતું રહે.

વૈશાખ શુ. ૧૪, ૭૮

---

## वृक्षक्रीडा

( તોટક )

વટ વિસ્તૃત શીતળ છાંય કરે,
ધરણી તૃણ કોમળ અંગ ધરે;

કંઇ દૂર રહી ગિરિધાર પરે,
ધવલો સુરભિ સમુદાય ચરે.

નત મસ્તકથી અહિં વાછરડાં,
તૃણ કુંપળ કૈં મધુ રીચરતાં,
ઘડીમાં કકુભો ભણી જોઇ રહે,
ઘડી ઉન્નત કર્ણથી કાંઇ શુણે.

વિહગો સહખેલન વૃત્તિ વડે,
મૃદુ પૃષ્ઠ પરે દઇ પાય હસે;
બની ચંચળ ચાર પગે ઉછળે,
દ્રુત ધાવનથી કંઇ દૂર હઠે.

બની વિસ્મિત ત્યાં ખગ ઊડી રહે.
ત્યમ વત્સ વળી વધુ મસ્ત બને;
ઘડી ઉડ્ડયનાતુર માનસથી,
નભ જોઇ છલંગ ભરે વધતી.

ઘડી દૂર પળી નિરખે ફરીને,
વળી આવી વસે નિજ વૃન્દ વિષે;
મુખ સન્મુખ કો મુખને ધરતાં,
રસમંત્ર નિગૂઢ કશાં કરતાં.

મૃદુ મલ્લ સમા મળી બે લડતાં,
અનુધાવનથી પ્રણયે વધતાં,
તૃણ ઉપર દૃષ્ટિ વળી પડતાં,
ત્યજી મસ્તી ગભીર બની ચરવા,

સ્મૃતિવિસ્મૃતિમાં ન વિલંબ જરી,
અતિ ધન્ય અનૂપમ એજ,
ભવ ભાવ નહિ ઉરને અટકે,
સુખ સત્ય ગ્રહી ઉર એજ શકે.

ઘડી વાંસળી ગોપ તણી સુણતાં,
તૃણને ત્યજતાં ઝટ પાસ જતાં,
કર કોમળ અંગ પરે ફરતાં,
બની ઉન્નત રોમ દીસે હસતાં.

સુરભિ સ્વર દૂરથી સાંભળતાં,
પ્રતિ શબ્દ વડે રસ વિસ્તરતાં,
અતિ ચંચળ લાંગૂલ ચાલનથી,
વનદંશ હઠાવી રહેચાં વપુથી.

સ્થિર ના ચરણો પળ એક રહે,
જરી વર્તનમાં સ્થિરતા ન વહે;

પણ લગ્રીય ઉરે પરિતાપ અહા !
જનનીપયની સ્મૃતિ કે ન સ્પૃહા !

જન સ્વાર્થ ભર્યાં પથ ભૂલવતાં,
ત્યમ નિર્મળ અંતર ભૂલી જતાં;
જગ સંગતિ હા ! રસ સર્વ હરે,
પ્રણુચી ઉર તોય ન ક્લેશ કરે.

પુરપંથ પરે ધણ એ પળતાં,
કંઇ ગોપ તણો ડચકાર થતાં;
જનની ભણી સત્વર દોડી જતાં,
પરખી હરખી સહાચારિ થતાં.

ઘડીમાં પડી પાછળ કોઇ જતાં,
ઘડી આગળ વેગભર્યાં વધતાં;
અટકી જનની તણી વાટ જુએ,
સ્વરમાં સ્વર ભેળવી વ્યોમ ભરે.

વનભૂષણ બાળ અહો વિધિનાં !
કળિતા કટુ દોષથી દૂર સદા;
તમ કોમળ અંતર કોણ કળે ?
તમ મસ્તી કશી જગ શું સમજે ?

શ્રાવણ કૃ૦ ૯, ૭૭

# कोस

( હરિગીત-અનુષ્ટુપ )

આકાશનાં અંચળ લગી ભર મેદિનીને માપતો,
આ ભ્રમિત પન્થ પ્રલંબ પોઢે દેવના કરહંડ શો;
કાંઠે વ્યજન કરથી કરીને તાપ તનનો ટાળતી,
આશ્વાસ પળપળ અર્પતી, શી વાડ વિલસે વ્હાલથી !

જતાં ને આવતાં નિત્યે પન્થીઓને વધાવતી,
કુસુમો દેઇને ક્યારે રીઝવી ઉર રાચતી.

લજ્જાવતી લલના સમી, અણુબોલશી ઉભી રહી !
વિધવિધ વિકાસતી વેલિઓને અંગ પર ઓઢી રહી;
સંતાન સરખાં છોડનું રક્ષણ સદા રચતી રહી,
વનના વિકટ પશુઓ તણા કૈં ત્રાસને હરતી રહી.

વિહંગો વૃક્ષમાં બેસી કૈં સંગીત સુણાવતાં;
પૂરતાં સ્વર પાસેથી કર્ષકો કોસ કાઢતાં.

પદબન્ધને તવ મસ્તકે જો ! કોસ પડતો કૂપમાં !
શો નમ્ર સરખો નાચતો જીવન અવરનું ઝૂટવા !
પર સદન માંહિ પ્રવેશ કરતાં આશ શી મન–માનની ?
ને ' देहि ' નો ઉચ્ચાર કરતાં પિંડ જાય ન કાં પડી ?

અન્ધાર કૂપમાં ઊંડું સુહાગી સ્વપ્ન સેવતું;
આગલી યાદને અંકે નિરાંતે જલ જંપતું.

અરધી ઉઘાડી આંખથી આકાશને અવલોકતું,
ઉડ્ડીન રચતા અભ્રને જોતાં અધીર બની જતું;
એ રમ્ય વ્યોમવિહારનાં સુખ ઊછળે કૈં અન્તરે,
ને અનિલનાં આન્દોલનો સંતાપ દેતાં સાંભરે.

આવતાં ડોલને જોતી આંખ શી તલસી રહે!
આવાસે આવવા શું એ પિતાએ પાઠવ્યો હશે!

ઉરના અધીરા જલકણો વસવા વિમાને વેગથી,
શા સ્પર્ધતા સંભ્રમભર્યાં જગના વિનયને વીસરી;
પળમાં ભરાતાં ઉદર ઉંચે કોસ આ કેવો ચડે!
રે! સ્વાર્થ સરતાં કો અવરને આંગણે ઉભું રહે?

સીંડથી કૈંક ભાગીને બિન્દુઓ કૂપમાં પડે;
કાળના સેળની સામે કહો કોણ થઇ શકે?

પરિતુષ્ટ આવે કોસ પણ ખાલી અરે! પળ એકમાં!
શું ભીખનાં ભાજન કદી શિંકે ચડેલાં સાંભળ્યાં?
કુતૂહલ ભરેલું સલિલ આ થાળે જરા નહિ થંભતું,
આગળ અજાણ્યો દેશ પણ નહિ પન્થ કયારે પૂછતું!

ન્હાની શી નીકની વાટે કૂદતું દોડતું દીસે;
ચાપલ્ય ચિત્ત ચોંટેલું નહિ છાનું રહી શકે !

કૈં કૈં વિહંગો વ્યોમ વધવા તરસ ઉરની ટાળતા,
ને પન્થીઓ તપને તપેલા સલિલ શીળું સેવતા;
હા ! અલ્પમાંથી સ્વલ્પ પણુ દાતા દઇ જગને શકે,
ભંડાર ભરવાને ભરૂંસે ઉર ન એ અટકી રહે.

તીરનાં તૃણુને કેવું સ્નેહથી સ્પર્શતું જતું !
નવું વિશ્વ નિહાળીને નવા કૈં મિત્ર શોધતું !

ઉભા અવાલે છોડ કૈ દૂરે રહીને દેખતા,
અતિ ચપલ કો સુરબાળને શા જોઇ વિસ્મય પામતા !
કરના અનવરત કંપથી એ બાળને બોલાવતા,
ને નીરનાં પણુ નયન જો ! આશાભર્યાં અવલોકતાં !

આખરે અન્ત આવ્યો એ કારમાં કૌતુકો તણો;
રજે રોળાઇને રે'તું આશાશૂન્ય બની અહો !

ક્યાં સૃષ્ટિનાં શિરઉપરે અમ્બર ભરી એ ઊડવાં ?
ક્યાં નવલ દૃશ્ય નિહાળવાં !
શીળા અનિલના સંગમાં ક્યાં ગોઠ રસભર ગુંજવી ?
સ્નેહી તણા સમુદાયમાં ક્યાં ગોઠ રસભર ગુંજવી ?
ને ક્યાં અરે ! અવની ઉરે છેવટ સમાધિ સેવવી ?

હજારો વંચનો હૈયે ને હાથે ક્રૂર થૈ કર્યાં,
અણુપૂર્યાં હજુ એવાં કોસનાં તોય કાળજાં !

જ્યેષ્ઠ શુ. ૧૫, ૭૮

---

## કાપણી

( લાવણી )

( ધન્ય હો ધન્ય જ પુણ્ય પ્રદેશ—એ રાહ )

( ૧ )

આજ વસુધા વિભવે ઉભરાય,
અંતરે નહિ આનંદ સમાય;
તૃણ, જલ, ધાન્ય, કુસુમ, ફલ અગણિત
જ્યાં ત્યાં સુલભ જણાય,
અંતરે નહિ આનંદ સમાય. આજ. (ટેક)

દઇ જીવનનું જગને દાન
કરીને સર્વ તણું કલ્યાણ;
વ્યોમમાં જલદ વરે વિશ્રામ,
પેખવા પુણ્ય તણું પરિણામ.

હર્ષિત જગને જોઇ હરખતું, અંતર ધરતું હેત,
શ્વેત વદનનું હાસ્ય સુધામય, શું શોભે વપુ શ્વેત;
સાંભળે ગુણનાં વિધ વિધ ગાન;
ઊદ્ભવે તોય નહિ અભિમાન. આજ.

( ૨ )

ભરેલું સ્થળ સ્થળ નિરખી નીર,
આકળો દિનકર થાય અધીર;
કરી ભીષણ કરનો વિસ્તાર,
શોષતો ઝરતો ઉર અંગાર.
પરહિત પ્રાણ સમર્પણ કરીને સુજન ધરે સંતોષ
દુર્જન જનજીવન હરવામાં દેખે નહિં કૈં દોષ;
અહો શા ભિન્ન હૃદયના ભાવ !
પ્રકૃતિના વિધવિધ શા પ્રસ્તાવ ! આજ.

( ૩ )

જોઇ વલ્લભ ઉરનો વૈરાગ્ય,
ભાગ્યમાં ભૂમિ સજંતી ત્યાગ;
શ્વેત સાડી ને સ્વલ્પ સુહાગ,
સજી કરતી હરિતાંબર ત્યાગ.

તપતી, તપ આતપ ઉર સહુતી, ધરતી પ્રિયનું ધ્યાન
ધાન્ય તણું કેદાર ભરીને, દેતી જગને દાન.
ઉપજે આશ્રિતને ઉલ્લાસ,
એજ દેવી ઉરનો આશ્વાસ. આજ॰

( ૪ )

ભરી શિર ઉપર કણનો ભાર,
ડોલતાં અનિલે છોડ અપાર;
ભેટતાં એક બીજાને અંગ,
સેવતાં સુચિર સુહૃદનો સંગ,
પુણ્ય પતાકારૂપ પવનમાં ફરકે દશ દિશ પાન,
આકુળ કોઇ ઉડે અંબરમાં, ભૂલી તાનનું ભાન,
વન્ય વિહગોને કરતો સાદ;
નવેલો પ્રકટે કોઇ નિનાદ. આજ॰

( ૫ )

વીંઝતાં વ્યોમ વિહગનાં વૃન્દ,
આવતાં ઉર ધરતાં આનંદ;
મધુર કલકલનો કરી ઉચ્ચાર,
માનતાં અંતરથી ઉપકાર.

( ૩૫ )

ગોફણુથી છૂટે કૈં ગોળા, પડતા આવી પાસ,
ઊડે બનતાં વિકળ અચાનક, તીવ્ર પ્રકટતાં ત્રાસ.
અહો ! શો સ્વાર્થ ભર્યો સંસાર ?
વિઘ્નમય શો જીવન વ્યાપાર ! . આજ.

( ૬ )

હોંશભર કર્ષકનો પરિવાર,
લણે શો ભાગ્ય તણો ભંડાર !
આપતાં શિર પ્રકટે આનંદ,
છોડશાં નાચે હજુ સ્વચ્છંદ !
જીવન મરણ વિષે સમ વૃત્તિ, એજ વિમળ વૈરાગ્ય;
લક્ષણ એજ અમરના ઉરનું, સુંદર એ સદ્ભાગ્ય,
નહિ વૈભવમાં લેશ વિકાર,
નહિ લૂંટાતાં ક્લેશ લગાર. આજ.

( ૭ )

મસ્તકે રવિકર કેરો માર,
પાર્શ્વમાં અનિલ વહે અંગાર;
તાત ધરણીથી પ્રજળે પાય,
નહિ આશાને કાંઇ જણાય.

સ્વર મધુરે સુંદરીઓ ગાતી, શ્રમવારણ સંગીત,
કૈંક કુસુમ ફૂલ ગ્રહવા કૂદે બાળક હરખી ચિત્ર,
વત્સ ભડકીને ભાગી જાય,
સાદ કરતી ગર્જે કૈં ગાય. આજ.

( ૮ )

ઝુલે ઝોળી કૈં અંબાડાળ,
સાંહિ મીઠી નિદ્રા લે બાળ;
હિંચોળે પ્રેમભર્યો પવમાન,
તાપને રોકે તરૂનાં પાન.
ક્ષણ ક્ષણ કરતી તોય નિરીક્ષણ, કૈં કૈં દેતી કાન,
વ્યગ્ર સમી વત્સલ જનનીનાં, ધન્ય સુભગ સંતાન.
સર્વદા કુદરત જેને સ્હાય,
ઉષ્ણ વાયુ અને કયમ વાય ? આજ.

( ૯ )

શીત છાયામાં સઘળો સાથ,
ગ્રહે સહભોજન કેરો સ્વાદ;
હૃદયનું અર્ભકને પય પાય,
ચુમતી વદન વિલોકે માય.

*ફણિશ તણો ગિરિરાજ નિહાળી, આતુર ઉર હરખાય
કોટિક કરથી વિતરણ કરતો, જેહ જલદ લઇ જાય.
અન્યથી એ સુખ કેમ અપાય ?
કોણ વસુધાવલ્લભ કહેવાય ? આજ.

શ્રાવણ કૃ૦ ૪, ૭૭

---

# મેળો

## ( લાવણી )

( ધન્ય હો ધન્યજ પુણ્ય પ્રદેશ—એ રાહ. )

( ૧. )

ઊછળે જનસાગર. શો આજ
ધીર ગંભીર કરંતો ગાજ;
પળ પળ તરલ તરંગે વધતો
શું ત્યજશે મરજાદ ?
ઘોર ગંભીર કરંતો ગાજ. ઊછળે. (ટેક)
મળી માનવનાં યૂથ અપાર,
વીસરી જીવનના વ્યાપાર,
અમરનો અનુભવવા આનંદ,
ફરે સર્વત્ર બની સ્વચ્છંદ.

સમ ગુણ, શીલ, વ્યસનના સખ્યે, વર્ગ સમા વ્હેંચાય,
બંધન મુક્ત બની બંદી શાં જ્યાં ત્યાં હસતા જાય.
મળ્યાં વનદેવ તણાં મ્હેમાન,
લહે સ્વાગતની મીઠી લ્હાણ. ઊછળે.

( ૨ )

કૈંક કુસુમો ધરતા કરમાંય,
મંજરી કોઇ ગ્રહી હરખાય;
ગુચ્છ પલ્લવના કોની પાસ,
કોઇ ઉર સૌરભનો ઉલ્લાસ.
ભવના કષ્ટ થકી ભડકીને, જન સેવે વનવાસ,
આગતને ઉપહાર અમૂલો, અંતરનો આશ્વાસ;
અહો ! શો સ્નેહ ભર્યો સત્કાર
કરે વનદેવી અધિક ઉદાર. ઊછળે.

( ૩ )

રચે રમણી મંડળ કૈં રાસ.
ત્યજી ગૃહ કાર્ય તણો સૌ ત્રાસ;
મધ્યમાં બેસાડી નિજ બાળ,
દેહનો કરતી દુર્ગ વિશાળ.

( ૪૩ )

બાળમુકુન્દ તણા પરિક્રમણે ગોપવધૂ શી ગાય !
ક્ષણ ક્ષણ વ્હાલાં વદન વિલોકી, કૈંક રસે રેલાય.
હસ્ત ચરણેથી દેતી તાલ,
ગજાવે વિસ્મિત વ્યોમ વિશાળ. ઊછળે.

( ૪ )

ગાનમાં કૈંક થતાં મસ્તાન,
અહો ! પુરૂષો પણ ભૂલે ભાન !
લૂંટવા રાસ તણો કૈં રંગ,
સ્પર્ધતા સુંદરીઓની સંગ !
દેહ તણું અભિમાન ત્યજ્યા વિણ, નહિ આનંદ પમાય,
એ સુન્દર સિદ્ધાન્ત સમજતા, હિંચ લઈ હરખાય;
પાડતું કાનન શો પ્રતિઘોષ,
સૂચવે અંગિતનો સંતોષ. ઊછળે.

( ૫ )

મંડળી ભજન તણી કો ઠાર,
રવે સ્વર મંજુલ રમ્ય સિતાર;
મધ્યમાં રણઝણતાં મંજીર,
મૃદંગે તાલ પડે ગંભીર.

નરસ્વરમાં કો ક્ષણ કોયલ શો. સુંદરી પુરે સાદ,
અંતરને અડકયા વિણ અનહદ ઉપજાવે આહ્લાદ.
નાચતાં મસ્તક કૈં થઇ મસ્ત,
સમર્પે તાલ હજારો હસ્ત. ઊછળે.

( ૬ )

ભ્રમર શા કોઇ ફરે ચોપાસ,
મનોમકરંદ તણી ધરી આશ;
સ્નેહીનો સહજ થતાં સંયોગ,
પૂછતાં આતુર શાં આરોગ્ય.
વિપ્રયોગની તીવ્ર વ્યથાઓ, ઉરથી અળગી થાય
કૈંક સ્વજન સંદેશ સુધાપી સ્નિગ્ધ હૃદય સિંચાય.
ઉકેલે જીવન પ્રશ્ન અનેક,
વધે માનસસંબંધ વિશેષ. ઊછળે.

( ૭ )

માતની આંગળીને આધાર,
ફરે સ્વચ્છંદ સજેલાં બાળ;
ભીડમાં કો જુદાં પડી જાય,
બ્હાવરાં શાં ઘડીમાં ગભરાય.

વત્સવિખુટી ગાય સમી શી વ્યાકુળ દોડે માત !
ફાટે સાદ, કલેવર કંપે, હૃદય કરે કલ્પાંત;
પ્રણયનો શો અનિવાર્ય પ્રભાવ !
વિરહના ઉંડા શા ઉર ઘાવ ! ઊછળે.

( ૮ )

ચડી બેસે કો તરૂની ડાળ,
મ્હાલતાં વનમંદિરને સાળ,
હિંચતા કોઇ કરંતા ગાન,
રામ સેનાનું પ્રકટે ભાન.
ભયથી ચકિત વિહગ વસતીને, જો ! ઊડી ત્યજી જાય,
વનપશુઓ પણ ગુપ્ત ગુહાસાં શાં ભયભીત ભરાય !
અહો ! માનવ ગણનો શો ત્રાસ !
વનેચરને પણ નહિ વિશ્વાસ ઊછળે.

( ૯ )

જોઇ એ જનતાનો અભ્યાસ,
ઉંચે આદિત્ય રહ્યા અકળાય;
ઉષ્ણ રશ્મિના દઇ આઘાત,
નસાડે સ્વેદભર્યો સંઘાત.

પણ ધસતી વાદળીઓ વચમાં, ક્ષણ ક્ષણ કરતી સ્હાય,
દિનકરને ઉરમાંય ડુબાવી, છત્ર સમી દે છાંય.
ભેદ નરનારીના ઉરમાંય,
દિવ્ય સર્ગે પણ શો દેખાય ! ઊછળે.

શ્રાવણ કૃ૦ ૧૧, ૭૭

---

## પ્રપા

( શાર્દૂલ વિક્રીડિત )

દૂરે વિશ્વ તણા પ્રપંચ વસવા, તે દોષ દૂરે વસે,
વારંવાર હજાર હાથ ધસતો માર્તંડ દૂરે દીસે;
અંતસ્તાપ નિવારતી, વિરચતી શાંતિ ઉરે સર્વદા,
આ ઋધ્યા શ્રમની સ્મૃતિ હૃદયને દેતી પનોતી પ્રપા.

કાપી પંથ પ્રલંબ શ્વાસ હૃદયે ને સ્વેદ અંગે ભરી,
કોપાવિષ્ટ દિનેશના કર તણા આઘાત ઊંડા સહી;
આવે આતુર પન્થીઓ, અવનવી આશા ધરી અંતરે,
શું ત્રાસી ગૃહમેધિઓ ભવ થકી આવી અરણ્યે વસે !

એ સંતપ્ત તૃષાર્ત પાન્થ ગણને સત્કારતી સંભ્રમે,
ને દેતી નિજ નિર્મલા ઉર સમું આ નીર કન્યા ક્રમે;

આવી શું જલદેવતા જગતની તૃષ્ણા કશી ટાળવા,
આપી જીવનદાન કૈં હૃદયના સંતાપ સંહારવા.

ઘેરી યોગસથી અનેક પથિકો ઉભા ઉમંગે રહ્યા,
ગાઢું પિંજર પિંડનું વિરચતા રોકી ચહે રાખવા;
મધ્યે આ મૃગ બાલિકા સમ રહી શી બાલિકા ઘૂમતી!
નાના ભાવ ભર્યાં મનોરથ સમા કૈં પાત્રને પૂરતી.

ઊંડી કૈંક અપત્રપા ઉર વસે ને દૃષ્ટિ નીચી નમે,
આછું કંપન વારિને વિતરતા હસ્તે રસીલું રમે;
પંથીનો દૃઢ દુર્ગ હા! અનિલને રોકી રહ્યો દેખતાં,
વાત્સલ્યે કરતી શિરે વ્યંજન શી હીંચી તરૂની લતા!

કૈં સન્તોષ તણા સ્વરી પથિકના ઝીલી ઉરે રાચતી,
ને ઉદ્દ્ગાર અચિંત્ય આર્ત ઉરના કર્ણે ધરી કંપતી;
કૈં કૈં પ્રશ્ન તણા મિતાક્ષરભર્યા એ ઉત્તરો આપતી.
મીઠી માનસવ્યગ્રતા મુખપરે દેખાઇ ક્યારે જતી.

ક્યારે પંથી તણા અનાગમનથી કૈં સ્વાસ્થ્યને સેવતી
વ્હાલી બાલસખી સમી કુસુમની સ્નેહે લતા સિંચતી;
વૃત્તિ કેવળ દાનની ઉછળતી જે ધન્ય ચિત્તે વસે,
તે સર્વ સ્થિતિમાં સમર્પણ કરી સંતોષ સેવી રહે.

શિરડોલનથી ભ્રમણા ભજતી,
બની ચંચળ ઓઢણી ઊડી જતી;
દઢ કેશકલાપ છુટી પડતો,
કરી નર્તન ભાવ નવા ભરતો.

નહિ ગ્રંથી શકે છુટી મોહતણી,
ભ્રમ અંતરનો નહિ જાય હઠી;
નહિ શોભન તો કહિ સત્વ જડે,
કબરી અનુકંપતી એમ કહે!

શ્રમવારિ તણાં મૃદુ બિંદુ કશાં,
વદને ઝળકે શુચિ મૌક્તિક શાં;
અધરે નવલું સ્મિત કૈં પ્રકટે,
શ્રમ ત્યાં શરમાઇ સુદૂર હઠે.

ઉર-શ્વાસ સુવેગ ભર્યો વધતાં,
પરિણામ વિલોકન વૃત્તિ થતાં;
કરથી રશના ઘડી દૂર કરી,
વિરતી કંઈ સેવતી 'હાશ' વદી.

ગ્રહી અંચલ ચંચલ વસ્ત્ર વડે;
મધુરાનિલને ભજતી વ્યજને;

ફરી બન્ધન કેશ તણું કરતી.
પળમાં સઘળો શ્રમ સંહરતી.

સુતના સ્થિર દોલન પાસ જઇ,
હળવે હળવે કર પ્રેંખ દઇ;
નિરખી મુખને બળ નવ્ય ધરી,
ફરી મન્થનકાર્યં વિલીન થતી.

રવ મન્થનનો પલટાઇ જતાં,
કર મંદ પડી પડી શાંત થતાં;
દિશ પૂર્વ પરે દગ એક દઇ,
શ્રમનું ફળ સાધતી સ્વસ્થ થઈ.

શ્રુતિચિંતનના સુખસાર સમું,
કવિના કંઇ કોમળ કાવ્ય સમું;
પ્રણયી ઉરના શુચિ હાસ્ય સમું,
ગ્રહતી નવનીત કરે નવલું.

શ્રાવણ કૃ૦ ૩, ૭૭

# પનઘટ

( શંકરાભરણ )

આજ તટિની તણા પુણ્ય પનઘટ પરે,
નગર કુલ નારીઓ નીર ભરતી;
રમ્ય કલરવવતી, સ્મિત સુધા સિંચતી,
હસિત સરિતા તણું હૃદય હરતી. આજ૦

રક્તિ જલપાત્રને વક્ર શિરપર ધરી,
સખી તણે દ્વાર કૈં સાન કરતી;
વિવિધ અંબરવતી, વિવિધ ભૂષણભરી,
વિચરતી વિવિધ ઉર ભાવ ભજતી. આજ૦

દૂરગત સખી તણી સંગતિ સાધવા,
કૈંક હરિણી તણું સરણ સજતી;
કૈંક અનુધાવતા બાળને નિરખતાં,
મંદતર વત્સલા ચરણ ધરતી. આજ૦

નવલ નૂપુર તણા રમ્ય રણકારથી,
નભવિષે શબ્દ નવલો વિચરતી;
આવતી આલિને કુટિલ દગ અર્પતાં,
કૈં ઉપાલંભ ઉરથી ઉચરતી. આજ૦

સ્નિગ્ધ સમુદાય અવલોકતાં આંગણે;
ધન્યતા અંતરે સરિત ધરતી;
શત વદન ચંદ્ર પ્રતિબિંબ હૃદયે ગ્રહી,
વિવિધ વીચિ સજે વ્હાલ વધતી. આજ૦

લલિત લલના તણા સ્વલ્પ સંયોગનો,
નયનથી નાચતાં લ્હાવ લેતી;
વિશ્વના સકળ સત્કારને વીસરી,
દિવ્ય જીવન તણું દાન દેતી. આજ૦

ભીડમાં કૈંક જલપાત્ર ભેટી પડી,
ગહન કો સ્નેહનાં ગીત ગાતાં;
શીતતર સલિલના સ્પર્શને સેવતાં,
ડોલતાં હૃદય પીયૂષ પીતાં. આજ૦

વિમળ મુખકમળના કાનને ક્રીડવા,
જલહૃદયમાંહિ સવિતા છુપાતો;
ઊજળા અંશુથી વ્યગ્ર વનિતા તણાં,
નયનનાં દ્વાર કરી બંધ દેતો. આજ૦

અનિલ અભંક સમો નિકટ ઉછળી રહ્યો,
અવનવાં અડપલાં કૈંક કરતો,

શિર થકી વસ્ત્રને સહજ સરકાવતો,
જોઇ નિજ દોષને દૂર ખસતો. આજ૦

લાજને લક્ષતી, આકળી ઉર થતી,
ઝટિતિ સર્વત્ર દગ એક દેતી;
હાસ્યને રોષના અજબ સંગમવતી,
ઉડતા વસનને ઓઢી લેતી. આજ૦

દિવ્ય એ રસભર્યાં ક્રીડનો દેખતાં,
તીર તરૂઓ રહ્યાં હૃદય રાચી;
પળપળે ડાળીઓ સકળ ડોલાવતાં,
વ્યક્ત કરતાં નવો હર્ષ નાચી. આજ૦

દૂર તટનિકટ મનહરણ મહિયર તણું,
કોઇ ઉર સહજ સંસ્મરણ સેવે;
વિરહ વ્હાલાં તણો અંતરે ઉદ્ભવી,
નીરમાં નયનનાં નીર રેડે. આજ૦

સખી સમી સરિતને ભેટવા ભુજ ભરી.
સ્નાન મિષ સંગતિ કૈંક સાધે;
ધવલ મૌક્તિક સમાં જલકણો ઝીલતાં,
અંગ અન્યોન્ય વ્હાલે વધાવે. આજ૦

વિવિધ વિસ્મયવતી હરિણીઓ હર્ષંતી,
નયન, ઉર, ભાવનું સામ્ય જોતી,
દૂર જલપાનનું ભાન ભૂલી જતી,
કૂદતીં ચિત્ત સહવાસ ન્હાતી. આજ૦

સદન સંભારતી સુતવિરહ વિહ્વલા,
ભરિતભાજનગ્રથી પંથ પળતી;
ભાર ગૃહરાજ્યનો સતત શિર જે વસે,
વારિના ભારની કોણ ગણતી ? આજ૦

ઊડતા અહિં તહિં વૃક્ષના વાયસો,
બેડલે બેસીને નીર ઓટે;
સહજ નવસાધ્ય નિજ લાભને અવગણી,
ચૌર્યમાં શઠ તણાં ચિત્ત ચોંટે. આજ૦

કેંક અણચિંતવ્યા ભય થકી કંપતું,
જોઇ ઉર, હરખતા જાય ઊડી;
નિઠુરતર હૃદયમાં જેહ નહિ હોય તે,
કાક ઉરમાંય કારૂણ્ય ક્યાંથી ? આજ૦

કલશ ન્હાનાં ધરી મસ્તકે કન્યકા,
જનનીનું અનુકરણ જાય કરતી;

સુભગ સંસાર શાળા તણા સેવને,
　　પ્રથમ ગૃહરાજ્યનો પાઠ ભણતી. આજ૦

યૂથ અળગું કરી શેરીએ સંચરી,
　　નિકટ નિજ સદનમાં લીન થાતી;
શ્રી જગત્પાવની ભવ્ય ભાગીરથી,
　　શતમુખે સિંધુહૃદયે સમાતી. આજ૦

વૈશાખ કૃ૦ ૬, ૭૯

---

# પ્રોક્ષણ

( શંકરાભરણ. )

આજ તોરણ તળે વરવધૂવેશમાં,
　　રસભર્યું નવલ કો યુગલ રાજે;
રમ્ય ગૃહરાજ્ય મંદિર વિષે પેસવા,
　　માતની અનુમતિ હૃદય માગે. આજ. (ટેક)

સહજ સંભ્રમભરી, ચપલ ચપલા સમી,
　　ઉઠતી જતી બની હર્ષ-ઘેલી,
સવ્ય અપસવ્ય નહિ વસ્ત્ર સમજી શકે,
　　સ્થાન ભૂષણ તણું જાય ભૂલી. આજ.

વિવિધ કૈં વસ્તુને અડકતી, ત્યાગતી,
કૈંક પરિજન પરે રોષ કરતી;
વાગતી ઠેસ, પડતી હસી ઊઠતી.
ધરણીના સ્પર્શ વિણ ચરણ ધરતી.

મધુર પરિહસિત સખી વૃન્દની સ્હાયથી,
સમય કૈં વીતતાં સજ્જ થાતી;
પ્રોક્ષણ મિષે, વિમળ કુળદીપને,
નિરખવા દીપ લઇ હસ્ત જાતી. આજ.

કૃષ્ણ–રૂક્મિણી સમું, રામ–સીતા સમું,
ઇન્દ્ર ને શચી સમું મિથુન મોંઘું;
નયનને ઠારવા, હૃદયને રેલવા,
સદન શોભાવવા આવી ઉભું. આજ.

ઉડુતણા યૂથ મહિં ચકિત ચંદા સમી,
ગીત મિષ હર્ષને વ્યક્ત કરતી;
ઉછળતાઉરવતી, વ્યગ્ર લોચનવતી,
મલપતી મંદ ગતિએ વિચરતી. આજ.

હૃદય સુરતરૂતણી ડાળીએ ડોલતું,
નિમિષ ત્યજી નયન મુખ એ નિહાળે;

યંત્ર શા ચલિત કર માત્ર પોંખી રહ્યા,
હઠભર્યાં ચરણુ નહિ લેશ ચાલે. આજ.

મધુર મુખ એજ દિન કૈંક દેખ્યું હતું,
આજનું વદન તો છેક જૂદું;
રસ નવે હૃદયમાં સંગ વરસી રહ્યા,
વિમળ વાત્સલ્ય તેમાંય ન્હેતું. આજ.

ભવ્ય ભાવે ભર્યાં વિનયવશ વરવધૂ,
મીઠડી માયને પાય પડતાં;
એ નવા ભાગ્યના પ્રથમ અવલોકને,
જડ જગતનીય થઇ દૂર જડતા. આજ.

કદલીના મૂલને માલતી વેલ્ય શી,
સુતવધૂ સ્પર્શતી ચરણુ નમતી;
હૃદયની, પ્રાણુની, પિયરના પ્રણુયની,
નવલ જનની કને ભેટ ધરતી. આજ.

સુખદ એ શીતતર સ્પર્શને સેવતાં,
અજબ આંદોલ ઉરમાંહિ ઊઠે,
અવનવી ઉર્મિઓ અંગમાં ઉછળતી,
પ્રણુયપરવશ કરી કંઠ રોકે. આજ.

સ્નેહજલબિંદુઓ રોકતાં નવ રહે,
નમ્ર શિર માર્જને સહજ ઠારે;
એજ આશીષ એ શબ્દ સ્વાગત તણા,
વ્હાલ દે એ થકી શું વધારે ? આજ.

પામી કૃતકૃત્યતા, દેખતી દિવ્યતા,
મધુર મ્હેમાનને માર્ગ દેતી;
સ્વજન-સમુદાયને નિરખતી પણ રહી,
આંખ તો એક એ યુગલ જોતી. આજ.

શ્રાવણ કૃ. ૨, ૭૭

---

## પ્રવેશ

( હરિગીત )

એ નવલ ગૃહની દેહલી પર ચરણ ધીરે ધારતી,
ને મંદ મંદ પદક્રમે નિજ દયિત પાછળ ચાલતી;
જોતી ચકિત ચંચલ નયનથી જગત સર્વ નવું નવું,
સુખ સ્વપ્ન એક વહી જતું ને અવર ઉદ્ભવ પામતું.

આ આસપાસ નવીન જનનું નિરખતી મંડળ મળ્યું,
અભિસિંચતું ઉરના રસે પ્રણયે ભર્યાં પરિજન સમું;

સત્કારના કૈં મધુર શબ્દો શ્રવણમાં સહસા પડે,
ને કૈં નવલ સંબંધનાં સંબોધનો સંગે મળે.

કૈં કૈં તિમિર ને તેજથી અંજાઇ જાતી આંખડી.
પરિચિત અપરિચિત શબ્દથી ભ્રમમાં જતી પળમાં પડી,
જાગર્તિ કે નિદ્રા તણું અનુમાન ઉર કરતી જતી,
ક્ષણ ક્ષણ પિયર ને પતિસદનના ભેદને સંભારતી.

કુતુહલભર્યાં બહુ બાળકો ચોપાસ હા ! વિંટી વળ્યા !
નિજ બ્હેન ને બાંધવ તણી શંકા ઘડીભર આપતાં;
આતુર થતું પળમાં હૃદય આલિંગવા ઉછળી જતું,
પળમાં કશાં સ્મરણે પ્રબળ નિઃશ્વાસ અટકી નાંખતું.

શાં નવલ જગનાં દ્વાર યુગપત્ ઊઘડી સઘળાં ગયાં ?
ને અવનવાં સંબંધીઓ સંભ્રમભર્યાં આવે ધસ્યાં;
સમજાવવા સંબંધ શાં આકળાં અંતર થતાં,
પળ એકમાં પોથી નવેલી શીખવવા તલપી રહ્યાં.

કો વદનથી, કો વચનથી, કો ચરણથી, કો ચાલથી,
શંકા મધુરી માતની રમણી સહજ રચતી રહી;
સંસાર સુલભ સમુદ્ભવી રહી કૈંક પ્રશ્નપરંપરા,
ને કૈં મધુર પરિહાસ પણ અથડાય આવી કાનમાં.

પળવિપળ ગમનાગમન વનિતાવૃન્દનું વધતું જતું.
ઘેરૂં અરે ! ઘમસાણ કોમળ હૃદયમાં કરતું જતું;
સ્વચ્છંદ રમતી સારિકા શું આજ પિંજરમાં પડી,
વનમાં વિલસતી મૃગસુતા શું પુર વિષે આવી ચડી !

પ્રસ્વેદથી ભિંજે વપુ ને કૈં હૃદય કંપી રહે;
ઉરના અનેરા ભારથી આલસ્ય અંગે ઉદ્ભવે;
એ ઘેન નવગાર્હસ્થ્યનું શું ચપલતા ચોરી ગયું ?
પરવશ કરી વા પિંડને રગરગ વિષે રમતું રહ્યું ?

પામી અનાદર સરલ શૈશવ ઉર થકી અળગું થયું;
મૃદુ હાસ્યને, રસગાનને, ઉરભાનને લઇ શું ગયું !
મથંતી ઘડીભર ઉત્તરો કૈં ઉચિત સહુને આપવા,
પણ ભાર સહજ સમાન તે રસના પરે નવ હોય કાં ?

આ ભવ્ય અંબરભાર શું સતત શરીરે ધારવો ?
ને સર્વદા સમુદાય આ રહેશે હૃદયને રૂંધતો;
શિશુકાળના સંગીતને અવકાશ નહિ મળશે હવે ?
ભોળા હૃદયમાં એ ભયો પ્રકટી પ્રતિક્ષણ મુંઝવે.

તોએ કુતૂહલ કૈં નવું આશ્વાસ ઉરને આપતું.
શ્રુત સુખ તણાં સ્વપ્નો રસિક દૂરે રહી દર્શાવતું;

અંકુર નવલ અભિલાષનો સહુ હૃદયભાર ભુલાવતો,
ને એક એ પ્રિય સ્વર સતત ઉરને સુધાથી સિંચતો.

શ્રાવણ કૃ૦ ૧૪, ૭૭

---

## સીમન્તિની

( શંકરાભરણ )

ભવ્ય   રસઝરણથી હૃદયને   રેલતો,
 આજ સીમન્તનો સમય શોભે;
નવલ એ ભાગ્યને ઝીલતાં કુલજનો,
 વિકળ શાં હસિત ઉર સંગ ડોલે.  ભવ્ય.

અજબ આલસ્યવશ શ્રમિત સીમન્તિની,
 જગતનાં નયન રહી એક રોકી,
વિવિધ   કુલસુન્દરીવૃન્દ   વેષ્ટનવતી,
 અપરિચિત કૈંક આસ્વાદ લેતી.  ભવ્ય.

ગહન ઘેને ભર્યાં પિહિત પળ પળ થતાં,
 સભર અધઉઘડ્યાં નયન ફરતાં;
શું  નવા  સ્વપ્નને  અંતરે  સેવતાં,
 કાર્ય અવલોકનું એ ન કરતાં.  ભવ્ય

રક્ત મુખકમલ કે નવલ રસસિંચને,
અવનવી ધવલતા આજ ધારે;
ઉછળતાં હ્રદયની લલિત લહરિ ભરી,
તોય મહિં રક્તિમા રમ્ય રાજે. ભવ્ય.

ચરણ ચાપલ્યનું હરણ હળવે કરી,
હરિણીઓ વનતણું શરણ સાહે;
કરૂણ અંતરવતી કકુભની કરિણીઓ,
સખી સમી નિજગતિ શું શીખાવે? ભવ્ય

હ્રદયગત મધુર કો મુકુલને રક્ષવા,
ધારતી ભયભરી ચરણ ધીરે;
કે નવા જનનીના જગતને જોઈને,
શંકતી ચાલતી મંદ ચાલે. ભવ્ય.

અશન પર, વસન પર, વદનના વચન પર,
તીવ્રતર આજ વૈરાગ્ય વાધે;
ભાવિ કો ભવિકનાં સહજ સંતર્પણે,
જગતસુખ છોડતું હ્રદય રાચે. ભવ્ય.

હ્રદય દોહદ કશા પળપળે પૂરવા,
સ્વજન તલસી રહ્યાં સ્નેહભીનાં;

કે કે અર્ધવિકસતા વદનને નિરખતાં
વચન ઉર ઝીલવા વિકળ જેવાં. ભવ્ય.

કુટિલ કે કથનથી, સુખભર્યાં સ્મરણથી,
હૃદયની નિંદને દૂર કરતી;
સ્નેહસિંદુરને પૂરતી સહિયરો,
સ્પર્ધતી રમ્ય સીમંત રચતી. ભવ્ય.

અમર અવની તણા અભિલષિત અતિથિને,
મન તણું મધુર આહ્વાન દેતાં;
પિતૃઉરમાંહિ પીયૂષને રેડતાં,
સંભ્રમે ગીત ગાતી સુહાતાં. ભવ્ય.

પદપદે નવલફૂલ પિયરનાં પામતી,
સકળ સંગીતનો વિષય બનતી;
અમિત અનુગામિની ભામિની સહિત શી,
પુણ્ય પ્રસ્તાવને પૂર્ણ કરતી. ભવ્ય.

સદનનો શિર થકી ભાર ઉતારતાં;
યાતૃજન હરખતાં હેલ્ય ઝીલી;
અવનવી અમલ આશીષ ઉચ્ચારતાં,
ચરણને સ્પર્શતા હસ્ત રોકી. ભવ્ય.

અનુજ શા હિયરની કુંકુમે ભિંજતી,
અંગુલી ચાર ચોંટે કપાલે;
આવતો કોઇ અધિકાર દર્શાવતી,
શયિત શું હૃદયને એ જગાડે ? ભવ્ય.

હૃદયના રમ્ય ધબકારને નિરખતો;
રસભરી કલ્પના કૈંક કરતો;
આજનું એક પળ વદન અવલોકવા,
દૂર શો રમણુ ઉરથી ઉછળતો ! ભવ્ય.

કુટિલ દગ ઉભયનાં કોઇ પળ મળી જતાં,
ગૂઢ શું હિંચતું હાસ્ય હૈયે,
નયનમાં, વદનમાં, અધરમાં ઉલટતું,
કહી જતું સુભગ સંદેશ કે એ. ભવ્ય.

આજ ગુરૂજન તણી આશ પૂરણુ થઇ,
આજ કુસુમિત બની વંશવેલી;
આજ કુલદેવતા હૃદય રીઝી રહી,
આંગણે હર્ષની આજ હેલી. ભવ્ય.

જયેષ્ઠ શુ. ૨, ૭૯

---

# પારણું

( શંકરાભરણ )

ધન્ય એ ક્ષણ સુભગ સેવતી સુખભરી,
પારણે બાળ જનની ઝુલાવે;
સ્નેહ શૃંખલ સમી દોરડી કર ગ્રહી,
હરખતી અજબ હલકે હલાવે. ધન્ય.

મંદ નહિ, શીઘ્ર નહિ, લેશ ક્રમભંગ નહિ,
પરખતી હૃદય આંદોલ આપે;
પ્રણય-પરવશ થતું, ભાન ભૂલી જતું,
ઝુલણા સંગ એ હૃદય ઝુલે. ધન્ય.

નહિ સુધા સ્વર્ગમાં, શૈત્ય શશીમાં નહિ,
સુમનમાં સુરભિ નહિ જે સુહાવે;
એ સુધા, શૈત્ય, એ સુરભિને સેવતાં,
અવનવા ઉમળકા અજબ આવે. ધન્ય.

ઘડીક હુલરાવતી, ઘડીક પંપાળતી,
ચુંબને વદનપીયૂષ પીતી;
ભેદ પરિતાપથી ઘડીક અકળાઇને,
ચાંપતી હૃદયમાં પ્રેંખ રેકી. ધન્ય.

કૃષ્ણમુખ કમળ શા હસિત સુતવદનમાં,
વિસ્મિતા-નંદ ગૃહિણી સમાણી;
કોટિ બ્રહ્માંડને, કોટિ શશિ સૂર્યને,
કોટિ કૈવલ્યને રહી નિહાળી. ધન્ય.

કોટિ કર દિવ્ય દિનકર તણા યાચતી,
સ્પર્શનો અકળ આનંદ લેવા;
લક્ષ લોચન સુરાધીશનાં વાંચ્છતી,
નયન ભરી રમ્ય પ્રતિ રોમ જોવા. ધન્ય.

ઘામ ને શીતની સતત શંકા સજી,
કૈંક પ્રતિ વસ્ત્રમાં દોષ જોતી;
એક અળગું કરી, એક ઓરાઢતી;
હૃદયમાં તુષ્ટિ નહિ તોય થાતી. ધન્ય.

સુખદ સંવેશના મિષ્ટતર મંત્ર શાં,
અવનવાં ગીત અગણિત ગાતી;
ભાવિ જીવન તણી કૈંક ઘટના ઘડી;
લાખ ઉર લ્હાવ પળમાંય લેતી. ધન્ય.

તરણિના તીવ્રતર તાપને તોળતી,
અનિલને કૈં ઉપાલંભ દેતી;

વ્યગ્ર કર ધૂનને જન્તુને વારતી,
ઊડતી રેણુનો રોધ કરતી. ધન્ય૦

સકળ સૃષ્ટિ વિષે શૂન્યતા વાંચ્છતી,
વિહગ સ્વર શ્રવણથી ક્રોધ કરતી;
નાસતી નિંદને વિકળ શી વિનવતી,
કાર્યવશ મંદતર ચરણ ધરતી. ધન્ય.

શયિત સુત જાણી ગૃહ કાર્યને સેવતાં,
શી ધરે સ્તેન શી સાવધાની !
પળપળે નિકટ જઇ વદન અવલોકતી,
ગુંજતી સકળ વચનીય છાની. ધન્ય.

ધન્ય એ 'વ્યગ્રતા', વંદ્ય એ 'વિવશતા',
રમ્ય એ 'વિઘ્ન' સહુ કાર્ય માંહિ;
પ્રણયનાં પાત્ર પણ કોઇ જાણે નહિ,
જનની સુખ એક જનનીજ જાણે. ધન્ય૦

શ્રાવણ શુ. ૧૫, ૭૭

## પ્રયાણ

( વસંતતિલકા–અનુષ્ટુપ. )

આશા અનેકવિધ અંતરમાં ધરીને,
ભાવિતણાં રુચિર ચિત્ત કશાં ભરીને
સંતોષતા શકુનની કંઇ વાટ જોતો,
પ્રસ્થાન સજ્જ ગૃહદ્વાર યુવાન ઉભો.

વ્યાકુલ દ્રષ્ટિથી વેગે આસને અવલોકતો,
ઘડીમાં ઊડતા ચિત્તે પન્થને દેખતો જતો.

થાળી વિષે વિવિધ મંગળ વસ્તુ સાજી,
ને માતની અનુમતિ તણી વાટ જોતી;
સંસાર શોક સુખ સંગતિથી અજાણી,
એ વીર પાસ પ્રણયેસરી બ્હેન ઊભી.

વીંટાઇ સર્વ વ્હાલાંઓ ઉભાં મૌન ધરી રહ્યાં,
વ્યોમના વજ્રને શીર્ષે ઝીલવા સજ્જ શું થયાં.

નિઃશ્વાસ અંતર વિષે ભરતી હજારો,
આલોકતી સતત કંપ અપૂર્વ ઊંડો;
સંભારી કૈંક સુરનાં ઉર નામ લેતી;
ઊભી સમીપ જનની જડ પુત્તલી શી.

અરેરે ! આખરે આવ્યો દિન એજ વિયોગનો !
ગયાં સંયોગનાં સ્હેજે વાસરીભૂત વત્સરો.

વાયુ તણી નિકટ ના કદીએ ધરેલો,
ને દૃષ્ટિથી પળ ન દૂર કદી કરેલો;
તે પ્રાણરૂપ સુત આજ વિદેશ જાય,
આઘાત એ સહન માતથી કેમ થાય ?

સખીના અંકમાં ક્યારે ના વિશ્વાસે ધર્યો હતો,
અજાણ્યા દૈવને હાથે અંતે એ આપવો પડ્યો !

હા ! પક્ષ પામી ખગશાવક વ્યોમ વીંઝે,
ચિંતા ભરી જનની આતુર પંથ દેખે;
દૃષ્ટિ થકી પણ યથાક્રમ દૂર જાતાં,
આધાર જ્યાં હૃદય માત્ર વસે વિધાતા.

સુખ ને દુઃખનું દ્વંદ્વ દિનરાત સસું સદા.
સંયોગ સેવતા અંતે વિયોગો વેઠવા અહા !

કૈં કૈં અમંગળ અરે ઉર માંહિ આવે,
આપત્તિઓ અમિત ઊડતી આસપાસે;
વ્હાલાં તણાં હૃદય જે ઘટના ઘડે છે,
તે સ્વપ્નમાંય રિપુને કદીએ ન આવે.

પરાયાં નેત્ર પન્થીને આવતાં અવલોકતાં,
શાણાં એ સર્વની કૈં કૈં મળતી માત્ર સૂચના.

એ સાવધાન જન શીખ રહ્યાં શુણાવી,
ના આર્દ્રતા ઉર વિષે હતી લેશ આવી;
કાઠિન્ય શું ઘડી ઘડી ઉરનું બતાવે;
તે સ્પર્ધતાં પ્રણય-નાટકને ભજાવે!

અતિ દૂર રહી વ્હાલી દુઃખથી દૃશ્ય દેખતી,
ચોર શી દેહવલ્લીને વારંવાર છુપાવતી.

ઊડી જતા અટકતા અસુ કંઠમાંહે;
ને નેત્રનીર અવગુંઠનને ભિંજાવે,
સીત્કાર સંકટ તણા શ્રમથી સમાવી;
સ્નેહાવલંબન વડે રહી માત્ર ઊભી.

વ્હાલાના એક કૈં મીઠા શબ્દને સુણવા અરે!
રોકતી સર્વ વૃત્તિને કર્ણ ઊંચા કરી રહે.

આડાં અનેક શઠ અભ્ર રમી રહ્યાથી,
ના ચંદ્રદર્શન કરી શકતી ચકોરી,
ઉંચી થતી, બદલતી, સ્થળ ભાન ભૂલી,
ને લાજ સંગ લડતી રડતી અધીરી.

દૃષ્ટિમાં દૃષ્ટિ હા અંતે એક વાર મળી શકી,
નેત્રમાં નીરથી ગોષ્ટિ એક વાર થઇ શકી

અંતે કરી તિલક, શ્રીફળ હસ્ત દેતી,
ઓવારણાં હૃદય કંપતી બ્હેન લેતી;
આશીષ-વૃષ્ટિ પળમાં પ્રકટી અનેરી,
ઝીલી રહ્યો વિનયથી શિરને નમાવી.

'આવજે ભાઇ' ની મીઠી ઉક્તિઓ ઉદ્ભવી રહી,
તીવ્ર બાણુ સમી તોએ વ્હાલીને વિંધતી રહી !

સંચાર કાજ ચરણો તલપી રહેલાં,
આપી શકે હૃદય ના હજુએ અનુજ્ઞા;
અંતે નવી કુલિશતા બળથી ધરીને,
સોપાનને ઉતરતો કંઇ કંપ સંગે.

અને એ નેત્રની શીળી ચંચળા ચમકી ગઇ,
અધીશ એકના ચિત્તે વ્હાલથી વિરમી ગઇ.

# पत्र लेखन

( વસંત તિલકા )

દેં ઉત્તરો ઉચિત શબ્દ વડે સજીને,
તે લેખનીય સહુ વૃત્ત ઉરે ધરીને;
વ્યાપાર અન્ય તન ને મનના ત્યજીને,
બૈ સજ્જ પત્ર લખવા રમણી પતિને.

આવેલ પત્ર પ્રિયનો સહુસજી જવાને,
દૃષ્ટિ સમીપ ધરતી કરથી ગ્રહીને;
જે અક્ષરો દગ કને ફરીવાર આવ્યા,
સ્મૃતી અનેક કરવા મન થાય લાગ્યા.

કૈં ગોષ્ટિઓ અવનવી થઇ સામસામી,
કૈં કેલિયો રસભરી પ્રકટી વિરામી;
વંચાય પ્રેમપરિપૂર્ણ પુરાણ જેમાં,
શું પત્રલેખન તણું પછી કાર્ય એમાં ? ૫

કૈં ભૂત વત્સર નવો ધરી વેષ ઉભાં,
ના ભેદ કાલકૃત લેશ જણાય જોતાં;
કૈં ચિત્ર વિસ્મૃત ગયાં ઉઘડી ફરીને,
વીતી ગયો સમય દીર્ઘ સમાધિ માંહે. ૬

જાગી ગયું હૃદય કૈં મતિને ઝપાટે,
તો યે પ્રવૃત્તિ પડી પત્રની હાય સામે !
નિઃશ્વાસ કંપિત થતું ઉર કૈંક નાંખે,
ને સ્વેદની તનુપરે કંઇ ધાર ચાલે. ૭

કષ્ટે મળ્યો સમય તે પણ આમ વીત્યો,
ના એક અક્ષર ખરે ! હજુએ લખાયો !
એ અક્ષરો કંઈક કામણથી ભરેલા,
વાંચું નહિ ફરી ધરી દગ પાસ હોવાં. ૮

ને લીધ સંભ્રમ થકી કર લેખિનીને,
કૈં પંક્તિઓ પ્રકટતી પડતી પરાણે;

રે ! વાંચતાં ઉચિત તો નહિ તે જણાય,
આવું અરે ! રમણને કદીએ લખાય ? ૯

ચિંતા થશે, હૃદય વા બળશે રસીલું,
સંબંધશૂન્ય વળી ભૂલથી આ લખેલું;
આ વૃત્ત તો પ્રથમ પત્ર વિષે જણાવ્યા,
એ રીત હા ! લિખિત પત્ર અનેક ફાટયા ! ૧૦

થાકી ગયું હૃદય ના ફળ કાંઇ આવ્યું,
ફેંકી દઇ કલમ ને ત્યજી પૃષ્ટ દીધું;
હા ! સર્વ કાર્ય અસસાધ્ય કરી શકાય !
કિન્તુ ન પત્ર પ્રિયને ! કરથી લખાય ! ૧૧

સાદ્યંત સાવધપણું ન સજી શકાય,
ત્યાં કેમ પત્ર પ્રિયનો પરિપૂર્ણ થાય;
એવો ન સંયમ શકે ઉર આ સ્વીકારી,
કાઠિન્ય એ ન પ્રકટે હૃદયે કદાપિ. ૧૨

ઊડી ન શું ઉર અરે ! પ્રિય પાસ જાય ?
ને એમ ઉત્તર ન પત્ર તણો અપાય ?
એવી કરી ન સ્થિતિ કાં ઉરની વિધાતા,
શી ખોટ આવી તુજને જતી એ કૃતિમાં ૧૩

તું સર્વને નહિ ભલે બળ એહ આપે,
સ્નેહી તણી પણ દયા ધરવી ઘટે છે;
તારા ન શું નિયમમાં અપવાદ એકે ?
આ કષ્ટનો અવધિ કાં દગથી ન દેખે ? ૧૪

રે ! સૂર્ય તું પણ કરે નહિ કામ મારૂં ?
આ માત્ર એકજ ભર્યાં ભવમાં બતાવું;
તું વ્યોમ મધ્ય વસતો પ્રિયને જુએછે,
તારા પ્રલંબ કર એ તનુને અડે છે. ૧૫

સંદેશ એક પ્રિયના કરમાંહિ દેતાં,
સૂર્યત્વ શું ઘટી જતું તુંજ કાંઇ વ્હાલા !
ભૂંડા સમીરણ ! દયા તુજને ન આવે !
આ ક્લેશ અંતર તણો નહિ શું મટાડે ? ૧૬

તું શબ્દ સર્વ મુખના હૃદયે ગ્રહે છે,
ને અન્યના શ્રવણમાં સહજે ધરે છે;
તો કૈંક દૂર પળતાં શ્રમ શો થવાનો ?
જા ! બાપુ ! જા ! ઝટ ભલો થઈ ભ્રાત મારો ! ૧૭

રે ! હાય ! ઉત્તર કશો નહિ કોઇ આપે ?
હા ! રંકની જગતમાં પડી હોય કોને ?

કોનું હવે શરણ આ કૃતિ કાજ સેવું ?
કોનું ગ્રહી હૃદય આ મુજ કાર્ય સાધું ? ૧૮

કલ્પાંત કૈંક કરતાં ઉર છેક થાક્યું,
ના સ્વાસ્થ્ય પત્ર લખતાં ફરી લેશ આવ્યું !
કંપે કલેવર, વધે ગભરાટ ભારી,
બાળા ઢળી ધરણીમાં રડતી બિચારી. ૧૯

---

## ઔત્સુક્ય

( શંકરાભરણ )

સ્વર્ગસુખ સદનમાં સહજ વિસ્તારવા,
આજ પરદેશથી કાન્ત આવે;
જ્વલિત અંતર વિષે નવલ રસ રેડવા,
પ્રણયભર પત્ર વ્હેલાં પઠાવે—સ્વર્ગ.

સુભગ સંદેશથી શ્રવણ સંતોષતી,
માનતી સત્ય નહિ તોય વૃત્તિ;
લાજને પરહરિ સ્વજનને હર ઘડી,
પૂછતી શંકતી વિવિધ વ્હાલી—સ્વર્ગ.

પોઢી પર્યંકમાં અફળ આળોટતી,
નિંદયા નિંદ ગઈ ક્યાંય નાશી;
હૃદયમાં સંગ હૃદયેશનો સેવતાં;
દૂર ખસતી સખી શી લજાતી !—સ્વર્ગ.

વિરહની રજનીઓ કૈંક વીતી ગઈ,
આજની રાત નહિ કેમ જાતી ?
હાય ! ઈર્ષ્યા હશે અંતરે ઉપજતી,
ભાવિની ભવ્યતા કાંઈ ભાળી—સ્વર્ગ.

શું રમે રાસ વૃન્દાવને વ્રજપતિ ?
રાત ખટ માસની આજ કીધી ?
કે સુધા ચંદ્રના હૃદયની ઝીલતાં,
ગમનનું ભાન ગઈ છેક ભૂલી ?—સ્વર્ગ.

નિત્ય ઉતાવળી, નયનથી નાચતી,
આજ હસતી ઉષા કાં ન આવી ?
શયનમાં શું કશાં સ્વપ્ન સેવી રહી ?
સ્નિગ્ધ સ્વજને હશે રોકી રાખી ?—સ્વર્ગ.

ભાનુરથનું હશે ચક્ર ભાંગી પડ્યું,
અગર બેસી ગયા અશ્વ થાકી;

કે મળ્યા અસુર કો સમરને શોધતા,
 કાં ગયો અરૂણ નભમાર્ગ ચૂકી-સ્વર્ગ.

કોટિસંકલ્પ શંકાભર્યાં કલ્પતી,
 ઇચ્છતી તોય ત્યજવા પથારી
મધુર પરિહાસનો નવલ ભય પ્રકટતાં,
 સેવતી શયન સંવ્યગ્ર પાછી-સ્વર્ગ.

ક્યાં લગી મૃદુ હૃદય ધૈર્ય ધારી શકે ?
 નવ હઠે હાય ! રજની હઠીલી,
લાજને લાત દઇ, વિશ્વને વીસરી,
 ઉઠતી અંત રભસે રસીલી-સ્વર્ગ.

પ્રહરનું કાર્ય ઘડીમાંય પૂરું કરે,
 ઘડી તણું કાર્ય પળમાં ઉકેલે;
ચંચળા નવલ કો અંગમાં ચમકતી,
 ચરણ ધબકારથી ધરણિ ધ્રૂજે-સ્વર્ગ.

હર્ષ-ગોપન કંઇ યત્નથી કરી રહી,
 ક્યાં લગી છત્ર રવિને છુપાવે ?
નયનમાં અજબ કૈં તેજ નાચી રહ્યું,
 હૃદય ભપકી રહ્યું નવ્ય ભાવે-સ્વર્ગ

રોમરોમે નવું હાસ્ય હિંચી રહ્યું;
ભાવિ સંસ્પર્શના સ્વપ્ન સેવી,
જોઇ સખી વૃન્દને વદન સંતાડતી,
તોય રહી કૈંક પરિહાસ પામી-સ્વર્ગ.

શરીર તો સદનનું કાર્ય સાધી રહ્યું,
હૃદય દોડી ગયું દયિત સામે;
શ્રવણ શેરી તણા શબ્દને સાંભળે,
પળપળે નયન ગૃહદ્વાર દેખે—સ્વર્ગ.

વાહનો સકળ નિજ ઘર ભણી આવતાં,
ચરણરવ સર્વ પ્રિયનાં પ્રમાણે;
આવતા સ્વર વિષે એજ સંભાવના,
એજ કારણ દીસે દ્વાર ખુલે—સ્વર્ગ.

મિલનમાં નવ વસે મીઠડી જે મઝા,
અનુભવે હૃદય તે રાહ જોતું;
સ્મરણનો સ્વાદ નહિ સ્વલ્પ સહવાસમાં,
સુખ થકી સુખ તણું સ્વપ્ન ઉંચું—સ્વર્ગ.

શ્રાવણ કૃ. ૮ ૨૭.

---

# दर्शन

( હરિણી )

કંઈ સમયથી જોતું રોતું રહ્યું ઉર વાટડી,
પથ નિરખતું વ્હાલા કેરો ઘડી ગગને ચડી;
કંઇ-કંઇ ગયાં પાસે આવી વૃથા વહી વાહનો,
સ્વર પણ ઠગી હા ! હૈયાને અનેક ગયા અહો !

ઉચિત સમયે સિદ્ધિ નિત્યે હશે થતી કાર્યની
પણ અધીરતા ના વિશ્વાસે રહી શકતી કદી;
પ્રકૃતિ જનની પૂરે ઇચ્છા યદિ ઉર જન્મતાં,
અમર રસ તો ના એ ઉંચો શકે વસી વિશ્વમાં.

અલગ ઉરથી મૂકી આશા રડી-રડી આખરે,
હત હૃદયની બાળા સેવે ફરી ગૃહકાર્યને;
કંઈક સમયે આ ઓચિંતા સ્વરો પ્રકટી પડયા,
સદન મધુરા શા સત્કારો ઘડી ગજવી રહ્યા !

કંઇ કુશળનાં પ્રશ્નો કેરી અપૂર્વ પરંપરા,
મન મુંઝવતી આગન્તુનું રહી પળ એકમાં;
હૃદય ધસતું એ જોવાને અચાનક કમ્પતું,
પણ અટકતું અન્તે ઊંડું વધૂત્વ વિચારતું.

વદન વિમળું એ વ્હાલાનું ! અહો પ્રિય સાદ એ !
પ્રણય ઝરતું હા ! એ હૈયું અચાનક ઊછળે;
કંઇ સ્વજનના પ્રશ્નો કેરા સમુત્તર આપતું,
પણ વિકળ શું ઊડી–ઊડી જતું–સ્થિર ના થતું.

ચપળ નયનો આ ચોપાસે દીસે ભટકી રહ્યાં,
તિમિર મહિં એ ઊંડા–ઊંડા જતાં કંઇ શોધતાં;
ક્ષણ સુભગ હા ! દીઠી અન્તે પ્રિયા પ્રણયે ભરી,
કુશળ નિરખી બેઠું હેઠું કશી સ્થિરતા ધરી.

પણ નયનને તૃપ્તિ તોએ હજુ ન મળી શકી,
પળ–પળ જતાં દોડી–દોડી વળી વધુ લોભથી,
પ્રણય બળથી એને અન્તે અભીષ્ટ મળ્યું ખરે !
રસ વરસતાં ચારે હા ! એ રહ્યાં નવ તાંડવે.

વિનિમય કશો ને હૈયાનો થયો દગતારથી,
અજબ રસમાં ડૂબ્યાં બન્ને વ્યથા સહુ વીસરી;
કંઇક રસના સન્દેશો ને યથોચિત ઉત્તરો;
ચપળ–ચપળા લેતી–દેતી રહી પળમાં અહો !

સ્વજન સઘળાં છો વિંટીને કરે ચિર ભાષણો,
નિકટ રહીને, સ્પર્શીને વા ઉરે હરખાય છો !

પણ હૃદય એ દૂરેથી જે સ્હારસ મેળવે,
નહિ મળી શકે તે યત્નેથી કદી ઉર અન્યને.

શ્રાવણ કૃ. ૧૨, ૭૭

---

## બાલ્ય સ્મરણ

( ગરબી )

ઓધવજી સંદેશો કહેજો—એ રાહ

નહિ ભૂલે ઉર બાલ્ય તણો આનંદ એ !
જીવનના સહુ 'જોગ' ભલે ભૂલાય જો;
અંતરનું ઊંડાણ ભરી ઉછળી રહ્યો
ધન્ય વિપળમાં ઝાંખી હજુએ થાય જો—નહિ.

દિવ્ય ઉષા એ વાસરની વિકસી હતી,
જીવનનું મંગલમય એ મંડાણ જો;
ભવ-કાનનમાં કયારી એજ ગુલાબની,
વિષવર્ષણમાં એજ સુધાની લ્હાણ જો—નહિ.

અક્ષય પાત્ર હતું કરમાં વસતું સદા,
શિર પર શીતળ છત્ર તણી કે છાંય જો

વત્સલ દૃષ્ટિ વિશ્વ સકળ વરસી રહ્યું,
અણમાગી આશીષ અમિત ઉભરાય જો—નહિ.

વેર પ્રણયનો ભેદ નહિ ઉરમાં વસ્યો,
નિજ પરનું ભીષણ નહિ ક્યારે ભાન જો;
આશા કેરો અનલ ઉરે નહિ ઊઠતો,
શીતળ વ્હેતું અનુપમ જ્યાં અજ્ઞાન જો—નહિ.

ન્હાનું જગત્ હતું અમ ક્રીડન કારણે,
ન્હાના મધુર મનોરથ મનમાં માય જો;
ન્હાનકડો વ્યવહાર અમારા વિશ્વનો,
ન્હાનકડા ઉડ્ડયને આભ ઝલાય જો—નહિ.

જીવનનું કર્તવ્ય હતું બસ 'ખેલવું,'
અંતરને એ એક હતો અધિકાર જો;
માતપિતાની વિસ્મૃતિ એ વિષયે હતી,
દુનિયાની તો હોય કશી દરકાર જો—નહિ.

તનુ-પોષણ તો કેવળ જનની કારણે,
એમાં પણ નહિ અંતરને અવકાશ જો;
મીઠી નિંદ નિકટ વસતી માતા સમી,
એ અંતરનો અજબ હતો આશ્વાસ જો—નહિ.

શીતાતપ નહિ અંતરને અડકી શકે,
    વિધિ પણ મીઠું વરસે વ્હાલ સદાય જો;
જલદ તણાં શર ઉર ઉઘાડે ઝીલતાં,
    ભવ્ય સુભટની લ્હાણુ કશી લેવાય જો—નહિ.

સુખ-સંકટના સમય સકળ સંસારના,
    માનવનાં એ ક્રીડન માત્ર મનાય જો;
મૃત્યુ એ પણ 'દશ્ય' હતું મનને કશું,
    ઊંડા નહિ આઘાત દિસે એમાંય જો—નહિ.

વૃક્ષ તણા ઉન્નત વિટપેથી ઝૂલતાં,
    પડવામાં પણ કાંઇ અજબ ઉલ્લાસ જો;
રડવું કેવળ દોષ બધા વિસરાવવા,
    આમ હૃદયમાં ઉદ્ભવવા આશ્વાસ જો—નહિ.

ઉંચે ઉંચાં તરૂઓ નભને શોભતાં,
    સ્હેતાં કૈ કૈ અંતરના આઘાત જો;
નીચે લીલાં ડોલતાં તૃણ-બાળકો,
    એજ દશા ને એજ અમારી જાત જો—નહિ.

વાતા વિધવિધ વેગ ભર્યા વંટોળીઆ,
    ક્યારે પડતા કપરા કૈંક કુઠાર જો;

પણ અમ અંતર એ જરીએ નવ જાણતાં,
એ સંકષ્ટ હતાં અમ જગની બ્હાર જો—નહિ.

તરવરતા નભમાં તેજોમય તારલા,
ઉપવનમાં કુસુમોનો મધુર વિકાસ જો;
બાળ-વિહગ કે કિલકિલ કરતાં ઊડતાં,
એજ અમારા અંતરનો આભાસ જો—નહિ.

વીતી એ ચમકાર ગયો ચપલા તણો,
સુખનાં સ્વપ્ન ભર્યો વીત્યો સંવેશ જો,
ઊઠી ગઇ એ જીવનભરની 'ધન્યતા'
ઉરમાં કેવળ સ્મરણ વસે અવશેષ જો.
નહિ ભૂલે ઉર બાલ્ય તણો આનંદ એ.
શ્રાવણ કૃ૦ ૧, ૭૭

---

## વૈધવ્ય

( ગરબી )

( ઓધવજી સદેશો કહેજો શ્યામને-એ રાહ )

એ અણઘટતી ઘટના કોણ ગયું ઘડી ?
કોણે કીધો નન્દનવનનો નાશ જો ?

કોણે એ રસસાગર સહસા સૂકવ્યો !
કમલ-કલિમાં ફૂંક્યો હાય ! હુતાશ જો.
એ અણઘટતી ઘટના કોણ ગયું ઘડી ? (ટેક)

અમૃતવર્ષણ અન્તરનાં અટકાવતાં,
કોણે એ જીવનમાં રેડ્યું ઝેર જો ?
સુન્દરતાનો શત્રુ કોણ બની રહ્યો ?
કોણે કીધો કોમળતા પર કેર જો ?
એ અણઘટતી ઘટના કોણ ગયું ગડી ?

કોણે એ કંકણ પર કરવત વાપર્યાં ?
કોણે લૂછ્યો ચન્દ્રક લાલ લલાટ જો ?
રેશમ શા એ કોમળ કેશ વિદારતાં,
કેમ હણાયા એ નહિ નિર્દય હાથ જો ?
એ અણઘટતી ઘટના કોણ ગયું ઘડી ?

ચીરી કોણે ચૂંચવતી એ ચુંદડી ?
કોણે ઝડપ્યા ઝાંઝરના ઝણકાર જો ?
કોણે અળતો એ પદથી અળગો કર્યો ?
હિંચત હૈયે તોડયો નવસર હાર જો ?
એ અણઘટતી ઘટના કોણ ગયું ઘડી ?

અમરભવનની જોતી સહજ અટારીઓ,
અન્ધ કરી એ કોણે ઉજ્જવલ આંખ જો ?
અમ્બરને ઉર આશ ભરીને ઊડતાં,
કોણે તોડી પંખણી કેરી પાંખ જો ?
એ અણઘટતી ઘટના કોણ ગયું ઘડી ?

કાલ્ય હતી હરણી એ કાનન કૂદતી,
ગિરિનિર્ઝરનાં પીતી નિર્મળ નીર જો ?
કોણે બાંધી આજ ખટકતી ખૂણમાં ?
ધ્રૂજન્તીને કેમ રહે ઉર ધીર જો ?
એ અણઘટતી ઘટના કોણ ગયું ઘડી ?

એ આક્રન્દ હશે નહિ શું ઉરને અડયાં ?
નહિ જોયા શું નયન થકી નિઃશ્વાસ જો ?
એ કરગરતાં વેણ પડયાં નહિ કાનમાં ?
ઉજ્જડ બનતો અવલોકયો ન અવાસ જો ?
એ અણઘટતી ઘટના કોણ ગયું ઘડી ?

સુરસરિતાનાં શીતળ જળને ઝીલતાં,
હૃદય ભરીને રમતાં પળ-પળ રાસ જો;
હાય ! રખડતી મૂકી રણમાં રાંકડી,
વેઠે અંતર કેમ વિકટ એ વાસ જો ?
એ અણઘટતી ઘટના કોણ ગયું ઘડી ?

કોણ હરે આંસુડાં બળતી આંખનાં ?
    કોણ હવે દે અણમાગ્યો આશ્વાસ જો ?
કોણ ગ્રહે એ બૂડત ઉરની બાંહ્યડી ?
    કોણ ઉકેલે અન્તરના અભિલાષ જો ?
એ અણઘટતી ઘટના કોણ ગયું ઘડી ?

બળતાં ને ટળવળતાં બાળક બ્હાવરાં,
    કોણે એની છેદી શીતળ છાંય જો ?
બન્ધ કર્યાં 'બાપુ'નાં રસભર બોલણાં,
    લાલનસાંચે ઘોર લગાડી લ્હાય જો,
એ અણઘટતી ઘટના કોણ ગયું ઘડી ?

વૈશાખ કૃ૦ ૧, ૭૮

---

## શકુન.

( વસન્ત તિલકા. )

સંકોચ કાં હૃદયમાં ધર બ્હેન મારી !
શાને રહે શરમથી સહસા છુપાતી !
પ્રસ્તાવ મંગળ ગૃહાગત આ નિહાળી;
વૈધવ્યના સ્મરણથી કયમ જાય નાસી !

તારા સમાન અહિં કોણ પવિત્ર બીજું ?
મારૂં અહર્નિશ સુમંગળ ઇચ્છનારૂં !
આંદોલનો અમળ આ ઉરનાં અમૂલાં,
ક્યાં જોઉં ભવ્યતમ ભાવ થકી ભરેલાં ?

ક્યાં અન્યની પ્રણયપૂરિત દિવ્ય દૃષ્ટિ !
ક્યાં સર્વ તાપ હરતી શુચિ વેણુવૃષ્ટિ ?
ને અંતરાય સહુ અંતરથી હરંતી,
સર્વાંગ શીતળ સુકોમળ સૌમ્ય વૃત્તિ !

નિષ્કામ જે હૃદય સંયમથી સુહાતું,
સંસારના વિષ થકી અળગું રહેતું;
ને શુદ્ધ કુંદન સમું મલમુક્ત મોંઘું,
સિદ્ધિ તણા પુનિત પંથ પરે ચડેલું.

કૈં કિલ્બિષો પળપળે કરી દગ્ધ દેતું,
નૈસર્ગિકી સતત નિર્મળતા વહેતું;
જીતી વિકાર સહુ જીવનના ગયેલું,
તે દૂર આજ દિલ કેમ કરી શકું હું ?

જે વિશ્વના વિષયને ક્રમથી વહે છે,
ને ડુબતાં ભવમહાર્ણવમાં ભમે છે;

કૈં કૈં કુતર્ક દિનરાત કર્યાં કરે છે,
મા-ભરી મલિનતા હસીને ભજે છે.

એ અંતરો અહહ! મંગલયોગ્ય માનું,
ને તે સમાન પણ અંતર ન્હોય તારૂં!
અન્યાય એ જગતનો ન સહી શકાય;
ને એ અસત્ય ઉરથી ન ગ્રહી શકાય.

નિંદી રહે જન ભલે તુજ આ સ્થિતિને,
એ વિશ્વની વિષમતા ઉર આ ન માને;
તારા સદા શકુન અંતરમાંય ઇચ્છું,
ને આશીષો અમલ એ ઉરની જ યાચું.

ઓવારણામિષ કરો શિરને સ્પૃશંતા,
સ્હેજે પવિત્ર તનુને ઉરને કરંતા;
એ નિર્મળા વદનને નજરે નિહાળું,
નિર્વિઘ્ન સર્વ મુજ મંગલકાર્ય સાધું.

આરંભ પૂજ્ય સમજું કુલદેવતા શી,
ગંગાસમી સકળ વિશ્વવિકાર ધોતી;
આવે ભલે હૃદય હર્ષભર્યાં હજારો,
ન્યારો પરન્તુ ઉર ઉજ્જવલ હર્ષ તારો.

ખીલી રહો હૃદય પંકજ પૂર્ણ તારૂં,
રીઝી પવિત્ર શત પાંખડીએ પનોતું;
એની સદૈવ સુરભિ ભવને ભરાજો;
દુર્ગન્ધ સર્વ ઉર સેવતી દૂર થાજો !

-ભાદ્રપદ શુ. ૪ ૭૭.

---

## दीवादांडीनो रक्षक

( શિખરિણી )

તરંગો વૃત્તિના રજતમય કૈં કૈં વિરચતો,
અફાળી આનંદે નિકટ જલધિ નૃત્ય કરતો;
અને શીળા સ્પર્શે મધુરતર આશ્વાસ ઉરનો,
દયાથી દેવાને અનિલ પણ શો આતુર થતો !

વસી વ્યોમે પેલો જલદ કરતો ગર્જન ઘડી,
સદાનું એ સૂનું હૃદય ભરી દેવા રવ થકી;
હસંતા તારા ને શશધર કરે હાસ્ય હળવે,
કરે યત્નો કોટિ ઉર રીઝવવા એ પળપળે,

પરંતુ ના એકે અસર ઉરને કૈં કરી શકે,
નિવારી નિઃશ્વાસો સહજ પણ શાંતિ દઇ શકે;

વિયોગી વ્હાલાંનો ચિર વિરહ અંગે અનલ શો,
બુઝાવી દેવાને નથી હૃદયનો મેઘ મળતો.

ઘડીમાં એ ઘેલો રૂદન હૃદયે કંઇક કરતો,
ઘડીમાં ઉચ્છ્વાસે અજબ ઉર-ઉર્ડીન રચતો;
ઘડીમાં ચોપાસે નજર કરતો આતુર થતો,
ઘડી મીંચી આંખો જડ સમ રહે ધ્યાન ધરતો.

ત્યજાએલો શું એ વિષમ અપરાધે જગતથી,
ઉપેક્ષા પામ્યો વા કઠિન મનના માનવ તણી;
હશે ફેંકી દીધો જનનવસુધાએ કર ધરી,
કવિ કે યોગી શું વિરહ રસ પીતો અહિં રહી !

હશે કૈં કૈં તર્કો જરૂર ઉર એને ઉછળતા,
પળાંતે હારીને જલલહરિ શા નિષ્ફળ જતા,
કદી કે'વા જેવા ઉચિત ઉર ઉદ્ગાર ઉછળે,
અને દેહે આવી શરમ ધરી સેવે શમનને.

કદી ભીને હૈયે પ્રણયભર સંગીત પ્રકટે,
મહા યત્ને ઊંડું મથન કરવાથી મુખ વસે;
ભળે ત્યાં તો ભૂંઠા સ્વર રૂદનના સત્વર ચડી,
અરે ! પૂરી એકે કદી પણ શકે ના થઇ કડી.

# મ્હેમાન

( ગરબી )

( ઓધવજી સંદેશો કહેજો—એ રાહ )

વસમાં એ વ્હાલાનાં પંથ વળામણાં,
જૂદાં પડતાં જીવ જશે કે જાય જો;
રડતું ને ટળવળતું અંતર રોકવા,
તો પણ વદવી હસતાં વેણવિદાય જો—વસમાં૦

નહિ જોવાનો અંતે સમય નિહાળવો,
થંભાવીને નયન ભરાતાં નીર જો;
નહિ ગણવી એ માનસ હણતી મૂર્છના,
સાવધ કરવું પરવશ તોય શરીર જો—વસમાં૦

એ અન્ધારી અંબર ભરતી આવતી,
એ ધગધગતા અંતરના ધમકાર જો;
સણસણતા એ શૂલ સમોવડ શેરડા,
જગમાં એનો કોણ જડે જોનાર જો—વસમાં૦

કંપિત શિરનાં એહ નમન ઉર વિંધતાં,
એ અધમીંચી આંખતણા અણસારજો;

એ અણગમતું ભેદ ભરંતુ " આવજો ",
ને એવા કૈં માનવના આચાર જો—વસમાં.

પાછાં ફરતાં ચરણ ગતિ ચૂકી જતાં,
શૂન્ય હૃદય ને શૂન્ય વદન વ્યાપાર જો;
પળપળ વળતી એ અધભૂખી આંખડી,
શૂન્ય સરીખાં શ્રવણ સુણે સંચાર જો—વસમાં.

એજ નગર ને એજ સદન, એ આંગણું,
સુખનાં સાધન એજ પડયાં ચોપાસ જો;
પણ સહુમાંથી " કૈંક " દીસે ઊંડી ગયું,
કોઇ અજાણ્યો આજ ગયો ઉલ્લાસ જો—વસમાં.

આજ નથી એ તરૂઓ નિર્ભય નાચતાં;
આજ નથી એ ગાતાં વ્યોમવિહંગ જો;
વનકુસુમો પણ નહિ હસતાં કે હિંચતાં,
આજ નથી એ સૌરભ એને અંગ જો—વસમાં.

આંગણ ઝાંખો આજ બળે નભદીવડો,
અનિલ ઉરે પણ ઊંડો કૈં સંદેશ જો;
દિગ્વનિતાનાં દીસે વદન દયામણાં,
વસુમતીનો પણ કૈંક અધૂરો વેશ જો—વસમાં.

એ મ્હેમાન હશે કાં આંગણ આવતાં ?
લૂંટી લેતાં રસની દઈને લ્હાણ જો;
અંબરઝુલે એય ચડી શાં ઝુલવાં ?
પડતાં પ્હેલાં જાય પલકમાં પ્રાણ જો—વસમાં.

સંતાપે એ સ્થળ સ્થળનાં સંભારણાં,
ભડકાવે કૈં ભવનભર્યાં ભણકાર જો;
એક ઘડી વરસ્યો એ મીઠો મેહુલો;
તપવાનાં દિનરજની હાય ! હજાર જો—વસમાં.

વૈશાખ કૃ. ૧૨, ૭૮

---

## બાલાવસાન

( શિખરિણી )

મહા શોકે કાળી નિકટ નિરખે સ્તબ્ધ રજની
અને ખ્હીતો ખ્હીતો અનિલ અવલોકે અહિં તહિં;
રહ્યો કંપી કાળું હૃદય કરતો દીપક દીસે,
પડી ઝાંખા ઝાંખા ગગનતલના તારક જુએ.

રહ્યાં વીંટી પાસે પરિજન સહુ મૌન ભજતાં;
મથંતાં મૃત્યુની પળવિપળ ચેષ્ટા નિરખતાં;

પડયું હા ! પર્યંકે પરવશ સમું બાળક અહિં;
લસંતી લીલાઓ હૃદય હરતી સૌ પરહરી.

ઘડી એકે રે'તા કર ચરણ ના શાંત કદિએ,
અને મીઠી વાણી પ્રણય પ્રકટંતી પળપળે;
અરેરે ! અત્યારે અબળ બનીને તે તરફડે,
અકાળે ઓચિંતું કુસુમ કરમાતું કળકળે.

નમેરા મૃત્યુના ઉર નખર વાગે ઘડી ઘડી,
અને કંપી ઊઠે રૂદનબળ રે'તાં નહિ જરી;
રહ્યાં પાસે તેઓ સ્વજન ન કરી સ્હાય શકતાં,
હઠે ના, ચૂકે ના, કઠિન કૃતિ એ કાળ કરતાં.

હજારો તર્કોથી અધિક ઉર ઊંડી ઉભરતી,
જુએ પાસે બેસી અગતિક સમી આર્ત્ત જનની;
ગ્રહી રાખે ઘેલી નિધન કરમાંહે નહિ જવા,
ચહે ઊડી જાતા મૃદુ હૃદયનું રક્ષણ થવા.

અરે ! દૃષ્ટિ સામે મરણ ઉર શું એ લઇ જશે ?
અને જોતું જોતું હૃદય મુજ રોતું રહી જશે ?
ઉપાયો સૃષ્ટિમાં ભય સકળ કેરા જન જુએ,
અરેરે ! શું એકે મુજ હૃદય કાજે નહિ મળે.

મથે ભોળું હૈયું ઘડીક કરવા આણુપલટો,
અને આયુ દેવા ઉર ઉછળતું આકુળ અહો!
હજારો દેવોનું સ્મરણ સહસા કૈં કરી રહી,
કશું એને કે'વા ઉપરત સગાંને કહી રહી!

ઘડી જોતાં વ્હાલું વદન કંઈ આશા ઉર વધે,
નિરાશાનું પાછું કુલિશ ઉરનું કર્તન કરે;
કરી થાકી કૈં કૈં સમવિષમ પ્રશ્નો સ્વજનને,
ઉપાલંભો આપે જડ બની ગયેલા દયિતને.

કર્યાં કૈં કૈં કાર્યો નિજ હિત ઉવેખી જગતનાં,
સુખે ને સંકષ્ટે સહુજન સમીપે રહી સદા;
નહિ કો અત્યારે સુત-હૃદયનું રક્ષણ કરે,
અરે! આ એકાકી ભયસદય થૈ કો નવ હરે!

ગ્રહી રાખોને કો ફડફડ થતા આ હૃદયને,
હઠાડોને યત્ને નફટ બનતા આ નિધનને;
ભલે લૂંટી લેજો સહુ વિભવ સંગે સદનને,
ભલે સોંપી દ્યો એ કઠિન કરમાં સત્વર મને!

અધીરા આક્રંદો વ્યથિત ઉરના જાય વધતા,
અને મૃત્યુના એ કર અધિક વેગે ઉપડતા;

થતા ઉંચાનીચા સમય સમજી કે પરિજનો,
નિહાળે શું છેલ્લો કઠિન ફટકો કાળ–કરનો !

ઝબૂકે હા ! જ્યોતિ વદન પર દૂરે વિચરવા,
પડી ધીમો ધીમો સહજ શમતો શ્વાસ સહસા;
રહી દૃષ્ટિ કે ના રહી જગતની સંશય ભરી,
ગયો ઊડી અંતે હૃદય કુમળું કાળ ઝડપી.

શ્રાવણ વદ ૩૦, ૭૭

---

## पुत्रविरह

( હરિણી )

સ્વ પર જનથી વિંટાએલું છતાં ઉર એકલું,
વિવિધ કરતું સંલાપોને સદા રડતું રહ્યું;
જગત નિરખે જાગર્તિ ને ઉરે દૃઢ મૂર્છના,
સુતવિરહની માતા વેઠે અહો ! વસમી વ્યથા.

ધમણ સરખી નિઃશ્વાસોને નિરંતર નાખતી,
સતત ઘરમાં ઘૂમી રે'તી બની બહુ બ્હાવરી;
જલ નયનનાં વર્ષા વેગે જતાં સહસા સરી,
ક્રમ સદનના વ્યાપારોનો રહે હૃદયે નહિ.

નિકટ અથવા દૂરે કોઇ શિશુસ્વર સાંભળે,
ભ્રમિત સરખી હૈયાસૂની અરે ! ગ્રહવા ધસે !
પણ વિરહ એ વ્હાલા કેરો પળાંતરમાં સ્મરી,
પ્રલય ભજતે હૈયે પાછી પડી અટકી જતી.

કંઇ રસભર્યાં ક્રીડાસ્થાનો મનોહર લાગતાં,
સુખદ સુતના જે સંયોગે હતાં ઉર ઠારતાં;
વિજન વન કે ભાસે ભૂંડાં શ્મશાન સમોવડાં,
સદન ભરતાં સાહિત્યો એ રહ્યાં ઉર બાળતાં.

પય ઉછળતું વિંધી હૈયું કરે વધુ વેદના,
અનલ ઝરતો ખાલી ખોળો રહે બળી બેસતાં;
સુત વિલસતો જે ઉત્સંગે સુધારસ સિંચતો,
ખરર ખરતાં આંસુથી એ હવે પલળી જતો.

સકળ સુખના સત્વે રંગ્યું હતું સુત પારણું,
નયન ભરી તે ના જોવાતું ગમે ન ગૃહે પડ્યું;
વિકળ ઉરથી ક્યારે ક્યારે ગ્રહે કર દોરડી,
વિષ વરસતી ત્યાં ઓચિંતી ભયંકર સર્પ શી!

શયનતલમાં નિદ્રા લેતાં વૃથા કર કૈં ફરે,
વદન વળતું વાંકું, વૃત્તિ થતાં કશી ચુંબને;

ઉર ઉછળતું ભેટી લેવા ઘડી સુખ સ્વપ્નમાં,
પણ તરફડે હાહાકારે ઢળી રસ એ જતાં.

વિવશ રસના બોલી દેતી કદી અભિધાન એ,
તડિત સરખો ત્યાં ઓચિંતો જઈ ઉર ઘા પડે;
ગુણ અવનવા એના ઉંચા રહે હૃદયે રમી,
ક્ષણ વિસરવા શોધે તો યે ન દોષ દીસે કંઈ.

નિબિડ તિમિરે જે સંયોગે હતાં દગ દેખતાં,
ઝળહળ થતા ભાનુમાંયે ત્યજે નહિ અંધતા;
શશધર તણા શીળા અંશુ ન શૈત્ય સજી શકે,
વિબુધ–વચનો ના વૃત્તિને સુશાંત કરી શકે.

કરથી સરતી દૂરે યષ્ટિ પડી જઇ આંધની,
વિફળ ફરતા વાયુમાં એ કરો કેમ વીસરી;
હૃદય નિરખે ચારે પાસે કંઇ કંઈ કંટકો,
ભય પ્રકટતો પાસે આવી દીસે જલધિ પડયો.

અનિલ હજીએ એના મીઠા સ્વરો ત્યજતો નથી.
સ્થળ સકળને વ્યોમે એની દીસે હસતી છવિ;
પ્રણય વધતો કૈં કૈં ભાવે નથી અટકી જતો
હૃદય જનની કેરૂં કયાંથી શકે વિસરી અહો !

કુલિશશતના આઘાતોને હશે ઉર ભૂલતું,
સદન સળગી જાતાં યત્ને હશે ધૃતિ ધારતું;
પણ તનુજ હા ! ઊડી જાયે અચાનક અંકથી
જરૂર જનની એ આપત્તિ શકે ઉર ના સહી.

વિવિધ જગના આશ્વાસો ના શકે ઉર સંગ્રહી,
પણ દયિતને કૈં કૈં યત્ને રહી ધૃતિ આપતી;
ક્ષણ નયનનાં એને કાજે રહી જલ લૂછતી,
નજર બળતી એની સાસે રહી કશીએ ઠરી.

ભાદ્રપદ શુ. ૨, ૭૭

---

## પ્રભુને

( શિખરિણી )

નહિ યાચું યાચું કદિ તુજ કને કે કરગરી,
ન કયારે સંતાપું હત હૃદયનું દુઃખ ઉચરી;
અધૂરો તો એ હા ! નહિ કહું અસંતોષ ઉરનો,
કશી આશા માટે તુજ શરણ સાધું નહિ વિભો!

કદી માગું તોએ વગર અધિકારે નહિ મળે,
વિના માગ્યું વ્હાલા ! અધિકૃતિ થતાં સત્વર જડે;

અને એ ન્યાયે તો ઉચિત ઉરનું મૌન મુજને,
અજાણ્યું વા એકે નહિ હૃદય સર્વજ્ઞ ઉરને.

ગવાતો સંતોમાં રસભરિત આનંદઘન તું,
અને એ આનંદે હસિત ઉર જાણું તુજ તણું;
ન એને કંપાવું અભિમુખ રહી દીન થઈને,
ત્વદંશોનું જોવું વદન તુજને દીન ન ગમે.

પ્રભો! તું ભાનુથી પ્રકટિત પ્રતાપી કિરણ હું,
ઘટે તો શી રીતે મુજ હૃદયને નિર્બલ થવું;
નથી જે તારો તે ગુણ હૃદયમાં હું કયમ ધરૂં?
ભલે અભ્રો કેરા ક્ષણિક ભયથી વ્યાકુલ બનું.

ક્ષમા યાચું શાને કરથી અપરાધો કરી કરી,
વિસારી દેવાનું કયમ શકું તને શિક્ષણ દઈ?
ડુભાવીને દોષે વળતી વદવું હા! ક્ષમ થવા,
મને એ તો ભાસે નફ્ફટ જગનું વંચન મહા.

સ્તુતિ શાને તારી વચનપટુતાથી મુખ કરૂં?
નવા શબ્દો ક્યાંથી ઘટિત તુજ કાજે રચી શકું?
નહિ જો સુજ્ઞોને સ્તુતિશ્રવણ ક્યારે પ્રિય બને,
તને તો એ ક્યાંથી છળ મનુજ કેરા મન ગમે?

સ્તુતિથી રીઝાતાં હૃદય શિશુ કે મૂર્ખ જનનાં,
તને એવો કલ્પી નહિ નહિ બતાવું અધમતા;
અને ભીતિ તારી અબળ ઉરમાં ભેદ ભરતી,
નહિ રાખું ક્યારે અગર ક્લેશંકા પણ કશી.

પ્રપંચો પૃથ્વીના અવર પણ એવા પરહરૂં,
પુરાણી પ્રીતિના વિમલતર મંત્રે વશ કરૂં;
અમૂલો એકાકી પ્રણય પથ તારા મિલનનો,
ત્યજી વ્યર્થાયાસે વિલય કરવો શો સમયનો?

અલિના આધ્યાને ભ્રમર સહજે કીટક બને,
મળે તો શા માટે સુલભતર એ ન્યાય ન મને,
ઉરે, અંગે રંગે તુજ હૃદય વેગે વણી દઉં,
નિહાળે આ દ્રષ્ટિ તુજ વગર બીજું નહિ કશું.

હવે જાણું ત્યાગું ઝટ હૃદય-દૌર્બલ્ય ઝબકી,
તપાવંતી તૃષ્ણા પણ વિતથ જાણી દઉં ત્યજી;
હઠાવુ હોંશેથી જડ સદશ 'જીવત્વ' સઘળું,
રમું, રાચું, સાચું શિવપદ તણું કો સુખ સજી.

વૈશાખ શુ. ૧૪, ૭૮

# रामास्नेह

( દ્રુતવિલમ્બિત )

સદનથી રહી દૂર ગઈ ભલે,
નયનના પથમાં ન રહી ભલે,
હૃદયથી પણ દૂર નથી ગઈ,
નયનમાં વિરમી છવિ એ રહી.

જગદપેક્ષિત નીરસ નીતિએ,
રમણીનો પરિત્યાગ કર્યો ભલે;
જગદતીત નથી પ્રણયે ત્યજી,
વિષમતા ઉરમાં ન વસી કશી.

જગત માલિક આ પતિનું હશે,
પણ ન અંતરનું બની એ શકે;
જગતનો દૃઢ રાઘવ વજ્રનો,
હૃદયનો મૃદુ રાઘવ મીણનો.

જગતથી બહુ કાળ ડરી રહ્યો,
હૃદય શંકિત નિત્ય ધરી રહ્યો;
પણ પલાયિત પાછળ એ ધસે,
વિરતિ ના વરવા ક્ષણ એક દે.

જગત સન્મુખ આજ બની રહું.
શરણ શુષ્ક ત્યજી મતિનું દઊં;
જગ તણી ભ્રમણા ન હવે ભજું,
કપટ નાટક વેષ બધો ત્યજું.

કપટ તો જગને હજુએ ગમે,
કપટમાંજ નિરંતર એ રમે;
પ્રણયપાત્ર નવું કરથી ગ્રહું,
જગત એ નયકાર્ય ગણે ખરૂં!

અહહ! શી દુનિયા તણી કષ્ટતા!
અનયને નય એ સમજે સદા;
પ્રણયનું નહિ મૂલ્ય તહિં કશું,
હૃદયને કહિ જ્યાં નહિ પૂછવું.

નટ તણો બની વાનર નાચવું,
જગતને પ્રિય એમ રમી થવું;
પણ ન આ ઉર બંધન એ ગ્રહે,
જગતનો નહિ 'રામ' રહું હવે.

મુજ મતિ નિરખી જગતે હતી,
હૃદય એ નિરખો મુજ આ ફરી;

રમણી જે હૃદયે વિલસી રહી,
મુખ વિષે સહવાસિની એ ખરી.

જનકનંદિનીને ઉર જે મળ્યું,
નહિ શકે બની એ કદિ અન્યનું;
કનકની પ્રતિમા દયિતા તણી,
સતત સંગ વસે પદ એ ગ્રહી.

નૃપતિ-કાર્ય હતું મતિથી કર્યું,
મનુજ કાર્ય હવે મનથી કરૂં;
પ્રણયનો, જગનો, ઉરનો અરે,
જડ ન એકજ રામ હવે રહે.

પિશિત કે કંઇ અન્ય પદાર્થની,
કનકની અથવા કદિ ચિત્રની;
પ્રણયિની પદ જાનકી સેવશે,
જગ ભલે 'નબળા' ઉરને હસે.

પળપળે જગને જઇ પૂછતો,
મનુજદાસ રઘૂત્તમ એ હતો;
પણ સ્વતંત્ર હવે બની હું રહ્યો,
મનુજનો પતિ તોજ બનું ખરો.

શરીર એ ન ભલે ફરી સાંપડે,
અવર વિશ્વ વિષે જઇ વા વસે;
પણ ન અંતર અંતરમાં જરી,
નથી ત્યજી નથી વા ગઇ જાનકી.

જગતની હતી જાનકી તે ગઇ,
હૃદયની હૃદયે હજુએ રહી;
સકળ કાર્ય તણી સહભાગિની,
હૃદય રાઘવની હૃદયેશ્વરી.

શ્રાવણ શુ. ૧૨, ૭૭

---

## नर्गीस

( વસંતતિલકા-અનુષ્ટુપ )

લીલા નવીન નભમાં રચતી રસીલી;
આદિત્યનાં નયન ને ઉરથી અજાણી;
સ્વચ્છંદતા અનિલની અટકાવનારી,
ઝૂકી રહી ગહન વિસ્તૃત કોઇ ઝાડી.

હસ્તથી હસ્ત ભીડીને વૃક્ષ શાં વિલસી રહ્યાં!
સ્નેહના સ્રોતને વ્હેતા રમ્ય રાસ રચી રહ્યાં.

સર્વત્ર આ સુમન સૌરભથી સુહાતાં,
ને પર્ણના સુભગ સંસ્તરંભે સજેલાં;
નાના નિકુંજ નવ પલ્લવથી છવાતાં,
શું એ કુટીર વિલસે વનદેવતાનાં.

દિશાઓ ન દીસે ક્યારે, નહિ વ્યોમ વસુંધરા,
વિશ્વ કો વૃક્ષવેલિનું અનેરૂં ઉદ્‍ભવ્યું અહા !

છો માસ વિશ્વભરમાં રમતી રહીને,
એ અન્તરે પ્રમિત સૌરભ વાપરીને;
શું સિંચતી અહિં ઉરે સુરભિ નવેલી,
સેવી નિવાસ દશ માસ વસન્તદેવી.

અથવા વિશ્વમાં એની સખી કો આવતી હશે,
સ્વર્ગનું સ્વર્ગ શું એને છોઠવું ઘડીએ ગમે !

જીતી કદી અસુર લે સુરધામ સારૂં,
તો દેવને ઉચિત દિવ્ય વિહાર સારૂ;
દેવેશ્વરે હૃદય દીર્ઘ વિચાર આણી,
કીધી અહિં નવલ નન્દનવૃક્ષ વાડી.

અને એ દેખવા માટે પાઠવેલા જયન્ત શો;
અધીરો શો રહ્યો ઉભો મધ્યે દિવ્ય કુમાર કો.

જોતો ઘડી ગગનને કંઇ લક્ષ સાંધી,
ને શોધતો હૃદયમાં ઘડી ધ્યાન ધારી;
લેતો ગણી તરૂ તણાં વળી પત્ર ક્યારે,
ના સ્વસ્થતા હૃદયમાં દૃગમાં લગારે.

રૂપનો રમ્ય શશિ, શો સૌન્દર્યે ઝળકી રહ્યો!
પ્રતિમા પ્રેમની તો એ આથડે ક્યમ એકલો?

સૌન્દર્ય એ જગ શક્યું નહિ હોય ઝીલી,
અંજાઇ આંખ ગઇ વા અતિ તેજ દેખી;
સેવી શકે સુર તણો સુત એ અમૂલો,
શું સૃષ્ટિને નહિ હશે અધિકાર એવો?

અથવા દિવ્ય વ્યાકતને નિહાળી નેત્ર ઠારવા,
હરી લાવી હશે હેતે વિશ્વથી વનદેવતા!

નિત્યે રહે જન તણાં નયનો નિહાળી,
વ્યાપાર સર્વ વ્યવહાર તણા વિસારી;
એ અન્તરાય નવલો સમજી નરેશે,
હા! દેશથી જરૂર દૂર કર્યો દીસે એ.

નહિ ત્યાગ્યો, ઉવેખ્યો, વા, હેત સંસારનાં હતાં,
તથાપિ હા! ગ્રહી લાવી ભાવિની ભવિતવ્યતા.

એ નિષ્કલંક શશીના જગ જન્મ કાળે,
જ્યોતિર્વિદે લિખિત એ નિરખ્યું લલાટે;
"જો એ સ્વરૂપ નિજ નેત્ર થકી નિહાળે,
"તો હા! ઘડી નહિ શકે રહી વિશ્વ માંહે"

શોક ને ભયની સંગે 'શાપ' એ શ્રવણે ધરી,
કારમી કંપતી રોતી જનની ઉર આકળી.

હા ! દર્પણો સદનથી કરી દૂર દીધાં,
ને ધાતુનાં જવલ ભાજન નષ્ટ કીધાં;
ઊડી જતાં પળપળે ઉરથી અધીરી,
રક્ષા રહી વિરચતી જનની બિચારી.

સન્તાડી સર્વદા એને રાખતી સદને રહી,
તથાપિ સૂર્યની કાન્તિ અજાણી શું શકે રહી ?

જે ધન્ય નેત્ર મુખ એ પળ એક જોતાં,
તે સર્વથા વિવશ શાં તનુભાન ખોતાં;
ચુંબી રહે જનનીઓ હરખે હજારો,
ઘેલાં બને પુર તણાં પણ સર્વ બાળો.

ઝૂરતી મુખને જોવા બાલાઓ કૈંક બારણે,
અધીરી અન્તરે જેવી ચકોરી ચન્દ્ર કારણે.

એ ગ્રીસ ગોકુલ તણો ઉરનો કન્હૈયો,
કે નવ્ય પંચશર એ શરચાપ-હોણો;
રોકી રહે પદ પદે જનતા રસીલી,
સાફલ્ય દે શરીરને શુચિ સ્પર્શ સેવી.

ન્હાવરાં માનવો ભેટી બાળને ન્હાવરો કરે,
ગ્રીસને અન્તરે આજે આનન્દાર્ણવ ઉછળે.

છૂટે અસંખ્ય દૃગનાં શર એક સંગે,
ઘેરી રહે હૃદયને પળના પ્રસંગે;
સંહાર એ સહી શકે મન ના મધુરું,
ખીલ્યું ન એ વિધિ તણું હજી પુષ્પ પૂરું.

સૃષ્ટિનાં સ્નેહસિન્ધુમાં કૈં કાળ તરી શક્યો,
અનેરી ઉર્મિઓ એની જોરથી ઝીલતો રહ્યો.

વીચિ પરન્તુ પળમાં વધતી વિશેષે,
ડોલાવતી, અહિં તહિં અફળાવતી એ;
ઉલ્લોલ ઉગ્ર પણ આખર એક આવ્યો,
ને દૂર-દૂર જગથી કરી દૂર દીધો.

કંપતુ સિન્ધુને કાંઠે આજ એ ઉર એકલું,
નહિ માત, નહિ મિત્રો, નહિ વાત્સલ્ય વિશ્વનું.

દીઠો વસન્ત–નયને કંઇ દિવ્ય દેહી,
લોભાઇને લઇ ગઇ વનમાં ઉઠાવી;
મ્હેસાન માધવ તણો વનનો વિલાસી,
ઊંડી પરંતુ ઉરમાંહિ ભરી ઉદાસી.

આશ્ચર્ય પામતાં ઉભાં તરૂઓ તાપ વેઠતાં,
અણદીઠું ભરી આંખે નવું દશ્ય નિહાળતાં.

ને હસ્તને વિટપનું નવું રૂપ આપી,
આલિંગવા ઉછળતી કંઈ ભાવભીની;
વેરી અનેક કુસુમો કરથી વધાવી,
જો ધન્યતા ઉર ધરે વનદેવીઓ શી !

અણમાગ્યાં અમૂલાં એ કૈં ફૂલો વરસી રહી,
અન્તરામોદથી એનું ભવ્ય ચિત્ત ભરી રહી.

આળોટતી ચરણુમાં વનવેલ આવી,
રે'તાં વિહંગ રસગાનવડે રીઝાવી;
સ્પર્શી સમીર ઉરમાં અભિસાન લેતો,
વ્હાલે ભર્યા વ્યજનથી હરી તાપ લેતો.

હજારો હસ્તથી ભાનુ ભેટવા બ્હાવરો બને,
વ્યર્થતા જોઇને વીલો અન્તરે અતિશે તપે.

સત્કારનું સઘન કાનન સર્વ રીતે,
સન્તોષ તોય પ્રકટે નહિ લેશ ચિત્તે;
ક્યાંથી સુધાકર સુધા નવલી નિહાળે ?
ને ભવ્યતા અવર ક્યાં ઉર ભવ્ય ભાળે ?

તથાપિ શૂન્ય હૈયે એ દૂર દૂર જતો દીસે,
હર્ષ ને શોક ઓચિંતા વૃક્ષોના ઉરમાં વસે.

મીઠી મનોજ્ઞ હળવે કંઇ ગુંજ ગાતું,
ન્હાના તરંગ રચતા સલિલે સુહાતું;
જીમૂતના નવલ નિર્મલ બાળ જેવું,
સૂતું સરોવર રહ્યું નયને નિહાળ્યું.

નવા પ્રેમ સમી હૈયે પિપાસા પ્રકટી રહી,
અને એ રમ્યતા જોવા આંખડી ઊછળી રહી.

ઊંડા ઉમંગ થકી એ સરસાં પ્રવેશે,
ને પુણ્ય પાન કરવા શિરને નમાવે;
આશ્ચર્ય અન્તર વિષે પ્રકટે અનેરૂં,
હા ! નીરમાં અજબ અદ્દભુત રૂપ ઉભું !

હેબતાઇ ગયું હૈયું, ક્ષણ મૌન ધરી રહ્યું,
ઊડવા, ભેટવા એને કૈં કૈં યત્ન કરી રહ્યું.

પૂરી સુધા તૃષિત લોચન આજ પામ્યાં,
ને ભેટવા ઉપડતા ભૂજ આજ એનાં;
કૈં પૂછવા ઉર અચિંત્ય બને અધીરૂં,
અન્તે અહો! મુખ તણું ચિર મૌન તૂટ્યું.

"કોણ તું દિવ્ય ઓ! દેવી! વિલસે જલવાસિની,
"રાણી હે! રમ્યતા કેરી કોણ તું ભવ્યભાગિની!

"આલિંગવા હૃદય આતુર આજ મારૂં,
"તૃપ્તિ ન થાય તનુદેવળ જોઈ તારૂં;
"રે! આવ! આવ! રમવા સખી તું રસીલી!
"શું કાંઈ ઉત્તર દઉં નહિ હે હઠીલી!"

પ્રેમના એમ કૈં પ્રશ્નો પૂછતો પ્રતિબિંબને,
સ્તબ્ધતા જોઈ શંકાથી આકળો ઉરમાં અરે!

એ ઓઇ સાથ ત્વરકે નિજ ઉષ્ઠિત સામે,
ને નેત્ર એ પણ કુતૂહલથી નિહાળેઃ
એ ચાર હસ્ત ઉછળે પરિરંભણાર્થે,
કિન્તુ ભર્યાં સલિલ માંહિ પછાડ પામે.

થંભી ગયા નયન ને કર પાય થાકી,
થંભી ગયાં હૃદય જીવનદોર બાંધી;
થંભી રહ્યું જલ વિલક્ષણતા વિલોકી,
થંભ્યાં સમગ્ર તરૂઓ પણ શોક સેવી.

વિહંગો વ્યોમનાં થંભ્યાં, મત્સ્યો મૌન ભજી રહ્યાં,
અને એ વ્યગ્ર વાયુના પક્ષ મન્દ પડી ગયા.

અન્તે અભેદ પ્રકટ્યો ઉરમાં અમૂલો,
વારિ-પ્રવાહ તનુથી સરતો અમૂલો;
ધીમા ક્રમે ઝરણ અંતરનાં ઝરીને,
નર્ગીસ હા ! વહી ગયો જલતાં ધરીને.

ઉગી ને આથમી એવી રેલતી જગ રમ્યતા,
અને એ ઉપરે ગાઢા કાળના પડદા પડયા.

જયેષ્ઠ કૃ૦ ૨, ૭૪

# વત્સલતા

( દ્રુતવિલંબિત )

નગરનાં નિરખ્યાં બહુ બાળકો,
સદન સર્વ ફરી શ્રમથી વળ્યો;
સહુ વિષે કંઈ ને કંઇ ન્યૂનતા,
ન રહી રૂપ તણી પરિપૂર્ણતા.

નૃપકુમારની સંગતિ સાધવા,
ગજશિરે બની મિત્ર બિરાજવા;
શિશુ અનન્ય સુશોભિત શોધતો,
નૃપતિકિંકર યત્ન કરી રહ્યો.

હૃદય કોઇ વિષે નહિ રાચતું,
કંઇક દૂષણ તો સહુમાં હતું;
સ્વસુતમાં હતી સુન્દરતા ભરી,
ઇતરમાં નહિ તે જડતી જરી.

જગતનાં દૃગની દૃઢ શ્યામતા,
મલિનતા, રસહીન વિરૂપતા;
પણ નહિ નયનો નિરખી શકે,
ઉર નહિ શ્રમથી સમજી શકે.

પુરજનો પરિહાસ કરે ભલે,
નૃપ તણો પણ કોપ વધે ભલે;
ન કદી સંમતિ થાય સમાજની,
પણ શકે નહિ નિર્ણય એ કરી.

પ્રણયનો રસપૂરિત પિંડ એ,
જગતનો સુકુમાર જયન્ત એ;
અચળ એ અવતાર અનંગનો,
ભુવનના સહુ ભૂષણથી ભર્યો.

વિમળ વત્સલતા ઉરમાં વહે,
જગતનું જડ શિક્ષણ ક્યાં રહે ?
નિયમ નિષ્ફળ જ્યાં સઘળા જતા,
રહી શકે ક્યમ લેશ કુરૂપતા !

ઉર તરંગ અનેક ઉછાળતી,
મલિનતા પણ સર્વ મટાડતી;
અઘ તણા ઠગને રહી ગાળતી,
જરૂર વત્સલતા જગજાહ્નવી.

તપનનો પરિતાપ નિવારતી,
સરણિનો શ્રમ સદ્ય શમાવતી;

પુનિત જીવનથી પથ પૂરતી,
વસુમતી પર એ રસ વાદળી.

જગતનાં સહુ ચક્ર ચલાવતી,
હૃદય સ્નેહભર્યાં સજી રાખતી;
અબળ અંતરને બળ આપતી,
અમરપૂજિત એકલ ઇશ્વરી.

સલિલ પત્થરથી પ્રકટાવતી,
સમિધમાં નવ પત્ર સૂજાવતી;
અચળને દઇ આંખ ચલાવતી,
અજબ શી નટવી રમતી રહી!

રસ અનેક ભલે ભવમાં રહ્યા,
ઉચિત અંતર ભાવ રચાવતા;
પણ ન વત્સલતા રહી જે હતી,
જગતની શકટી અટકી જતી.

જગત પાલન એજ કરી રહી,
જગત રક્ષણ એજ કરી રહી;
સુર સુધા સઘળે વરસી રહી,
મુખ સહસ્ર વડે હસતી રહી.

જ્યેષ્ઠ શુ. ૧૦, ૭૮

# અભિલાષ

( કવ્વાલી )

વિસામાને વિસારીને પ્રવાસે પન્થ કૈં કાપ્યો
અરે! આરામ લેવાને ઘડીભર બેસશું ક્યારે?

હજારો હસ્તના ટેકા ગ્રહી નિત્યે ગતિ કીધી,
સુભાગી સ્વાત્મને શોધી અહો! આલંબશું ક્યારે?

સદાયે દીનદૃષ્ટિથી વદન તો સેંકડો જોયાં,
નિવારી એ કૃતિ નિત્યે હૃદયમાં રોકશું ક્યારે!

સગાં સ્નેહી રિપુરૂપે જગત્‌ને સર્વદા જોયું,
અભેદે એક દૃષ્ટિથી હવે આલોકશું ક્યારે?

કરોડો કાળજાં માંહે વિષમ આઘાત કૈં કીધા,
અમૂલી ઔષધિ એમાં સ્વહસ્તે સિંચશું ક્યારે?

પ્રસંગે કૈંક પ્રાણીને ગરલના ઘુંટડા પાયા,
પ્રણયપીયૂષના પ્યાલા ભરીને આપશું ક્યારે?

તપાવ્યું તીવ્ર તાપોમાં હતું જે હાથમાં હૈયું,
સલિલ શીળું સમર્પીને અનલ ઓલાવશું ક્યારે?

ભર્યો દુર્ગંધથી ભૂંડા ત્યજીને ગર્ત્ત આ ઊંડા
અનેરા કોઇ આકાશે મજા કૈં માણશું ક્યારે ?

હજારો લાભ હાનિથી હૃદય રાચ્યું અને રોયું,
હવે એ દ્વન્દ્વથી જુદી સ્થિતિને સેવશું ક્યારે ?

નવેલા કૈંક રંગોથી હૃદયને સર્વદા રંગ્યું,
સુભાગી શુભ્રતા સારી પુનઃ પ્રકટાવશું ક્યારે ?

અવરની આંખથી નિત્યે હૃદય પોતાતણું જોયું,
સ્વદૃષ્ટિ સદ્ય પામીને હવે એ દેખશું ક્યારે ?

જનિને મૃત્યુના ભૂંડા ઘણા આઘાત તો ઝીલ્યા,
હવે એ ચક્રથી છૂટી પરત્વે પ્હોંચશું ક્યારે ?

છેલ્લું કાવ્ય






# શબ્દકોષ.

## સ્વર.

### અ

અગતિક–નિરાધાર
અણુસાર–મળતાપણું
અધિકૃતિ–અધિકાર
અનાગમનથી–નહીં આવ્યાથી
અનિલોદધિ–પવનરૂપી સમુદ્ર
અનુમોદતા–રાજી કરતાં
અનુધાવતાં–પાછા દોડતાં
અનુમતિ–રજા
અનુદિન–દિવસે દિવસે
અનુદિત–નહિં પ્રગટેલો
અનેકધા–અનેક રૂપે
અંતઃપુરાન્તે–ઝનાનામાં
અપસરણ–દૂર થવું
અપત્રપા–શરમ
અપસવ્ય–જમણું
અભ્ર–વાદળું
અભ્રખેખન–આકાશમાં ઉડવું તે
અભિધાન–નામ
અમિત–અગણિત
અમર–દેવ
અમરભવન–દેવોનાં ભવન
અમૃત વર્ષણ–અમૃતનો વરસાદ
અર્ભક–બાળક
અલિ–મધમાખ
અવગાહન–સ્નાન
અવર–બીજા
અવલોક્યો–જોયો
અવશેષ–બાકી
અવજ્ઞા–અપમાન
અવાલ–ક્યારો
અવિરત–સતત
અવ્યક્ત–અદૃશ્ય; અપ્રકટ
અસ્તાબ્ધિ–પશ્ચિમનો દરિયો
અક્ષાન્તિ–અક્ષમા

આ

આક્રન્દ–રૂદન.
આગન્તુ–આવનાર.
આતપ–તડકો.
આદિત્ય–સૂર્ય.
આધ્યાન–વિચાર.
આપ્ત–સ્વજન.
આર્ત્ત–દુઃખી.
આરક્ત–પ્રેમભર્યાં.
આલિ–સખી.
આલંબ-ટેકો.
આવાસ-ઘર
આસ્વાદ–રસ;સ્વાદ
અષાઢ–આષાઢમાસ
આહ્‌લાદ–આનંદ

ઉ

ઉડ્ડયનાતુર–ઉડવાને આતુર
ઉડુ–તારો
ઉન્નત–ઉંચુ
ઉપકૃતિ-ઉપકાર
ઉપહાર-ભેટ
ઉપહાર–ઠપકો
ઉપાલંભ–ઠપકો
ઉપેક્ષા-બેપરવાઇ
ઉલ્લાસ–આનંદ
ઉવેખી–અવગણના કરી
ઉષ–ઉષા

એ

એકલ–એકલાં
એકાકિની–એકલી

અં

અંચળ–છેડો
અંતરાય–વિઘ્ન
અંતરતાપ–અંતરની વેદના
અંદેશ–શંકા
અંબર–આકાશ
અંબરઝૂલે–આકાશના હિં[illegible]
અંશુ–કિરણ

ક

કકુભો–દિશાઓ
કણિશ–કણસલું.

કતિપય—કેટલાક.
કદલી—કેળ
કમરી—અંબોડો.
કર્તન-કાપવું.
કલ્પનાતીત—કલ્પનાથી પર
કર્તવ્યરત—સ્વકર્તવ્યમાં મગ્ન.
કર્ષકો—ખેડુતો
કવણ—કોણ
કલ્લોલ—મોજાં
કાનન—વન
કામદુધા—વાંચ્છિત વસ્તુ આપનારી ગાય
કારૂણ્ય—કરૂણા
કાલનિદ્રા—મરણરૂપી નિદ્રા
કાલિમા—કાળાશ
કાનન—વન
કાલિંદી—યમુના
કિલ્મિષો—પાપ
કીશ—વાંદરો
કુટિલ—વક્ર
કુઠાર—કુહાડી
કુલિશ—વજ્ર.
કૃતકૃત્ય—કૃતાર્થ
કૃશતર—વધારે દુર્બળ
કૃતાન્ત—યમદેવ
કેલિ—ક્રીડા
કૈવલ્ય—મોક્ષ
કોપવિષ્ટ—ક્રોધે ભરાયેલ
ક્રીડન—રમત

## ખ

ખર—કઠોર

## ગ

ગર્વરાતી—ગર્વથી લાલ બનેલી
ગાયન્તી—ગાતી
ગાર્હસ્થ્ય—ગૃહસ્થાશ્રમ
ગિરિનિર્ઝર-પર્વતમાંના ઝરણાં
ગુરૂજન—વડીલ વર્ગ
ગૃહમેધિઓ—ગૃહસ્થાશ્રમીઓ
ગૃહાગત—ઘેર આવેલાં
ગોપ—ગોવાળીઆ
ગોષ્ટિ—વાતચીત
ગ્રન્થિ—ગાંઠ

ઘ

ઘટતનુજ—અગસ્ત્ય
ઘર્ષણ ઘસારો

ચ

ચપલા—વીજળી
ચેષ્ટન—ચરિત્ર; ક્રિયા

જ

જગત્પાવની જગતને પાવન કરનારી
જનની-માતા
જડસદૃશ—જડજેવું
જનનવસુંધા—જન્મ આપનારી પૃથ્વીમાતા
જરઠતા—વૃદ્ધાવસ્થા
જલદ—વાદળું
જ્વલન—અગ્નિ
જ્વલિત—બળી રહેલ

ઝ

ઝટિતિ-તુરત

ત

તટિની—નદી
તડિત—વીજળી
તનુભાન—શરીરનું ભાન
તપન—સૂર્ય
તપાવતી—દુઃખ દેતી
તમિસ્ત્ર—અંધકાર
તરણિ—સૂર્ય
તરલ—ચંચળ
તાંડવ—નૃત્ય
તિમિર—અંધારૂ
તૃષાર્ત્ત—તરસ્યા
ત્વદંશોનું—તારા અંશરૂપનું

દ

દધિમત્થન—દહીનું વલોણું
દયિત—પતિ

દલરન્ધ્ર-પાંદડાંઓની વચ્ચેના કાણાં
દર્શન-સુલભ-સહેલાઇથી જોઇ શકાય એવું
દશવદન-રાવણ
દામ-દોરડું
દિગ્વનિતા-દિશાઓ
દિનેશ-સુર્ય
દગ-આંખ
દગતાર-દષ્ટિ સાંધવી
દશ્ય-દેખાવ
દેહિ-આપો
દેવનદી-ગંગા
દેશના-આજ્ઞા
દેહલી-ઉંબર
દોહદ-ઇચ્છા
દ્રુત-ઝડપ વાળા
ધાવન-દોડવું
ધૃષ્ટ-નશરમો

ન.

નત-નમેલું
નન્દ ગૃહિણી-જશોદા
નભ દીવડો-ચંદ્ર
નમેરા-નિર્દય
નયસાધ્ય-યુક્તિથી સિદ્ધ થઇ શકે એવું
નર્ત્તન-નૃત્ય
નવનીત-માખણ
નવસર-નવસેરવાળો
નિદેશ-આજ્ઞા
નિધન-મૃત્યુ
નિબીડ-ગાઢ; ઘોર
નિમેષ-ક્ષણ
નિરોધવું-અટકાવવું
નિર્દયા-નિર્દય
નિસર્ગ-સ્વભાવ
નીલાંબર-કાળા રંગનું વસ્ત્ર
નૈષ્ફલ્ય-નિષ્ફલતા
નૈસર્ગિકી-કુદરતી
ન્યૂનતા-ઉણપ

પ

પથિક=મુસાફર
પનોતી-પવિત્ર.

રજનીપતિ–ચંન્દ્ર
રભસ–ઉતાવળ
રવિ ગોપન–સૂર્યને ઢાંકવાનું કાર્ય
રશના–દોરડી
રશ્મિ–કિરણ
રસના–જીભ
રિક્ત–ખાલી
રૂચિર–મનગમતાં
રૂંધતો–મુઝવતો
રેણુ–ધુળ
રોધ–અટકાવ

લ

લજ્જાવતી–શરમાળ
લલના–સ્ત્રી
લસંતી–ખીલતી; નાચતી
લક્ષધા–લાખો રીતે
લાંગૂલચાલન–પૂછડું હલાવવું
વચનીય–વકતવ્ય; બોલવાનું
વત્સ–પુત્ર
વન્ય–વનનાં
વન્ધ્ય–વ્યર્થ; નિષ્ફળ
વનેચર–પશુ
વપુ–શરીર
વલ્લભ–પ્રિયજન
વસન–વસ્ત્ર
વસુધા–પૃથ્વી
વસુધાવલ્લભ–પૃથ્વીનો પતિ
વસુમતી–પૃથ્વી
વર્ષાવેગે–મેઘ જેટલી ઝડપથી
વળતી–ફરી
વ્યગ્રતા–અકળામણ
વ્યજન–પવન નાખવાનું કામ
વ્યથિત–દુ:ખી
વ્યર્થાયાસ–નિષ્ફળ પ્રયાસ.
વાડવાગ્નિ–વડવાનલ
વાત્સલ્ય–વડીલનું વ્હાલ
વાયસ–કાગડો
વાસર–દિવસ
વાહિની–નદી
વ્યાધ–શિકારી
વિઘાત–અઘાત; માર
વિજન–ઉજ્જડ
વિટપ–ડાળી
વિટપો–ડાળીઓ

વિતરણ–દાન
વિતરતા–આપતા
વિતથ–ખોટું અસત્ય
વિદારતાં–કાપતાં
વિનિયમ–આપલે
વિપુલ–મોટું
વિપ્રયોગ–વિયોગ
વિબુધો–દેવો
વિભવ–દોલત
વિરતિ–આરામ
વિલસતો–રમતો; આનંદતો
વિલીન–મગ્ન
વિલોકન–દર્શન
વિવશતા–લાચારી
વિસ્મિતા–આશ્ચર્ય પામેલી
વિસ્તૃત–વિશાળ
વિશદતા–સ્વચ્છતા
વિશ્લેષ–વિખુટાપણું
વિષમ–આકરો
વિષમતા–કઠોરપણું
વિષવર્ષણ–ઝેરનો વરસાદ
વિહગ–પક્ષી
વીચિ–મોજું

વૃન્દવેષ્ટનવતી–વૃન્દથી વિંટળાએલી
વેધા–વિધાતા
વ્યોમ–આકાશ
વંચના–છેતરવું તે; ઠગવિદ્યા

### શ

શકુન–પક્ષી
શચી–ઈંદ્રાણી
શંકતી–શંકાલાવતી
શમનને સેવે–અટકી જાય છે
શયિત–સૂતેલા
શર–બાણ
શર્વરી–રાત્રિ
શર્વરીશ–ચન્દ્ર
શશધર–ચન્દ્ર
શાવકો–બચ્ચાં
શિર દોલન–મસ્તકનું ડોલવું
શીકર–બિન્દુ; છાંટા
શીઘ્ર–જલદી
શીતાતપ–ટાઢને તડકો
શુચિ–પવિત્ર, શુધ્ધ
શુંડ–સૂંઢ

શૃંખલ-સાંકળ
શૈત્ય-શીતળતા
શૈશવ-બાલપણું
શોકાશ્ચર્યે-શોકને આશ્ચર્યમાં
શ્રમ વારણ-થાક ઉતારી દે એવું
શ્રમિત-થાકી ગયેલ

સ

સખ્ય-મિત્રતા
સણસણતા-બળબળતા
સદન-ગૃહ
સબળ-બળવાન
સભર-ભારવાળા
સમર-યુદ્ધ
સમવિષમ-અટપટા
સમુત્તર-જવાબ
સર્ગ-સૃષ્ટિ;દુનિઆ
સર્વાંગ શીતળ-દરેક અંગમાં શાન્તિ આપતી
સરસરિત-સરોવર
સરિજ્જલદ-નદીને વાદળાં
સલિલ-જળ
સવ્ય - ડાબું
સહચરી-સખી
સહભોજન-સાથે જમવું
સહચારિ-સાથે ચાલનાર
સહસા-એકાએક
સ્નાનમિષ-ન્હાવાનું બહાનું
સ્પર્ધતા-હરિફાઇ
સ્વલ્પ-લગાર
સામ્ય-સમાનપણું
સાર્દ્ર-ભીનું
સ્વાગત-આવકાર
સ્વાસ્થ્ય-શાંતિ
સાંગ-પુરેપુરૂં
સ્નિગ્ધ-સ્નેહાળ
સુતવિરહ વિહ્વલા-પુત્રના વિરહથી વ્યાકુળ બનેલી.
સુધાકર-ચન્દ્ર
સુરનદી-ગંગા
સુર સરિતા-ગંગા
સુરભી-ગાય
સુરબાળ-દેવનું બાળક
સુરાધીશ-ઈન્દ્ર
સુલભ-સહજ

સુહૃદ્–મિત્ર
સ્તેન–ચોર
સ્વેદ–પરસેવો
સૌમ્યસાત્વિક
સૌરભ–સુગંધ.
સંચાલિત–ચલાવેલા; ફેરવેલા
સંજીવની–જીવાડનારી
સંતત–કાયમ
સંતર્પણ–તૃપ્તિ
સંભ્રમભર્યા–ઉતાવળા
સંલાપ-વાતચીત
સંવેશ–પ્રવેશ
સંસ્કૃતિ–સંસાર
સંહરતી–દૂર કરતી

હરિતાંબર–લીલું વસ્ત્ર
હર્ષ-ગોપન–આનંદ છુપાવવો.
હુતાશ–અગ્નિ
હૃદયેશ–પતિ
હેલી–જાથુ વૃષ્ટિ
હૈયા સુની–બે ધ્યાન

ક્ષ

ક્ષપિત–પૂરી થયેલ
ક્ષમ થવા–માફી મળવા
ક્ષિતિજ–દૃષ્ટિ મર્યાદા

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૦ | ૫ | અંબાડાળ | આંબાડાળ |
| ૪૦ | ૧૨ | અને | એને |
| ૪૭ | ૧૧ | સ્વરી | સ્વરો |
| ૪૮ | ૭ | વેદી | વેઠી |
| ૪૮ | ૮ | જલ લપાલપી | જલપાનથી. |
| ૪૮ | ૧૧ | સરિજ્જલરના | સરિજ્જલદના |
| ૫૨ | ૭ | રક્તિ | રિક્ત |
| ૫૨ | છેલ્લેથી ૩ જી | વિચરતી | વિતરતી |
| ૫૫ | ૬ | ભાજનગ્રથી | ભાજન ગ્રહી |
| ૫૯ | ૭ | નિરખતી પણ રહી | નિરખતી, પણ. |
| ૬૦ | છેલ્લેથી ૬ ઠી | શાં આકળાં | એ શાં આકળા |
| ૬૧ | ૧૧ | મથંતી | મથતી |
| ૬૧ | ૧૩ | શું સતત | શું સંતત |
| ૬૩ | ૬ | સાદે | સાધે |
| ૬૪ | ૫ | સિંદુરને | સિંદૂરને |
| ૬૫ | ૨ | કપાલે | કપોલે |
| ૬૭ | ૭ | વાંચ્છતી | વાગ છતી |
| ૬૮ | ૩ | ,, | ,, |
| ૬૯ | શ્લોક ૧ ચરણ ૬ | ગૃહદ્ધાર | ગૃહદ્વાર |
| ૬૯ | ,, ૨ ,, ૧ | દ્રષ્ટિથી | દૃષ્ટિથી |
| ૭૨ | ૨ | નેત્રમાં | નેત્રનાં |
| ૭૪ | છેલ્લેથી ૨ જી | લેખિની | લેખની |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭૫ | ૮ | પૃષ્ટ | પૃષ્ઠ |
| ૭૮ | છેલ્લેથી ૩ જી | સ્વજને | સ્વજને |
| ૮૭ | ૧૭ | ગડી | ઘડી |
| ૮૮ | છેલ્લી | દાડી | ઘડી |
| ૯૦ | છેલ્લેથી ૬ ઠ્ઠી | કિલ્બિષો | કિલ્વિષો |
| ૯૧ | ૧૦ | આશીષો | આશિષો. |
| ૯૨ | 'દીવાદાંડીનો રક્ષક શ્લો. ૧ ચરણ ૧ | તરગો | તરંગો |
| ૯૪ | ૭ | પશ્ચાતાપે | પશ્ચાત્તાપે |
| ૯૭ | ૧ | ભરંતુ | ભરંતું |
| ૯૭ | ૯ | ઊંડી | ઊડી |
| ૯૮ | ૬ | ભવન ભર્યાં | ભવન ભર્યાં |
| ૯૮ | છેલ્લી | મથંતાં | મથંતા |
| ૧૦૦ | ૧૭ | બધીરા | અધીરા |
| ૧૦૧ | છેલ્લેથ ૩ જી | ધૂમી | ઘૂમી |
| ૧૦૪ | ,, ૬ ઠ્ઠી લીટી | ક | કે |
| ૧૦૬ | ૧૨ | દ્રષ્ટિ | દષ્ટિ |
| ૧૧૦ | છેલ્લેથી ૫ મી | નયન ને | નયનને |
| ૧૧૧ | ૨ | સંસ્તરંભે | સંસ્તરણે |
| ૧૧૧ | છેલ્લેથી ૪ થી | દીર્થ | દીર્ઘ |
| ૧૧૨ | ૫ | શશિ | રાશિ |
| ૧૧૨ | ૧૩ | વ્યાકત | વ્યક્તિ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૧૪ | ૧૧ | કૈં | કૈંક |
| ૧૧૪ | ૧૭ | કંપતુ | કંપતું |
| ૧૧૫ | ૭ | નવુ | નવ |
| ૧૧૬ | ૧૨ | ઊછળી | ઉછળી |
| ૧૧૭ | ૨ | ભૂજ આજ એનાં | ભુજ આજ એનાં |
| ૧૧૭ | છેલ્લેથી ૬ | ઓષ્ટ | ઓષ્ઠ |
| ૧૨૦ | ,, ૪ થી | ડુગને | ઢગને |
| ૧૨૧ | ,, ૬ ઠી | જે | જો |
| ૧૨૩ | ૪ | દ્વન્દ્વથી | દ્વન્દ્વથી |

---

પુરસ્કરણ.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | છેલ્લેથી ૭ મી | સવ | ને સર્વ |
| ૮ | ૩ | વખાણી | વખાણી. |
| ૮ | છેલ્લી | મૂક્તા | મૂકતા |
| ૧૦ | ૪ | દ્રષ્ટિ | દૃષ્ટિ |
| ,, | ૮ | સાન્દર્ય | સૌન્દર્ય |
| ૧૬ | છેલ્લેથી ૭ | અદર્શન | અદર્શન, |
| ,, | ,, ૬ ઠી | ,, | ,, |
| ૧૮ | ૨ | મરણો-સુખ | મરણોન્મુખ |
| ૧૯ | ૧૦ | હ્રદયને | હૃદયને |
| ૨૧ | છેલ્લેથી ૭ મી | સંભાળાવે છે | સંભળાવે છે |
| ૨૮ | છેલ્લેથી ત્રીજી | હૃદર્યોલ્લાસ | હૃદયોલ્લાસ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૧ | ૬ | નવીને | નવીન |
| ૩૫ | ૭ | આર્દ્રભાવષા | આદ્રભાવના |
| ૪૫ | ૯ | ધોળી | ધોઇ |
| ૪૬ | છેલ્લી | ઉકતટાપૂર્ણ રીતે | ઉત્કટતા પૂર્ણ રીતે |
| ૫૬ | ૩ | એ | એ સુન્દર |
| ૫૮ | ૧ | મ | માં |
| ૫૯ | ગીતની કડી ૩, ૪, ૫, ૬, | | |
| | ટેક | જનની જોડ | જનનીની જોડ |
| ૬૦ | છેલ્લેથી ૧૦ મી | રેલશો | રેલાશે |
| ૬૧ | ૬ | આંખલિયાની | આંબલિયાની |
| ૬૩ | છેલ્લેથી બીજી | રંગોથ | રંગોથી |
| ૬૪ | ૯ | સ્નેહરંગો પ્રાબલ્યનું | સ્નેહરંગોનું પ્રાબલ્ય |
| ૬૫ | છેલ્લેથી ૭ મી | કાલ | કોલ |
| ,, | ,, ૪ થી | સત્ય | રાત્ય |
| ૬૮ | છેલ્લેથી ત્રીજી | ડોલનતા | ડોલંતા |
| ૭૦ | ૯ | ચિત્ર | ચિત્ર. |
| ,, | ૧૦ | જાય. | જાય છે, |
| ૭૧ | છેલ્લેથી ૪ | મોટી મોહિની | મ્હોટી મોહિની |
| ૭૩ | ફુટનોટોમાં છેલ્લી પંક્તિ | સુભગત્વ કલા | સુભગત્વકલા |
| ૭૪ | ૧ | માનવી | માનવી રે |
| ,, | ૯ | એમ | અને |
| ૭૬ | ૪ | લક્ષ | લક્ષ્ય |
| ૭૭ | ૨ | મૂલના | મૂલની |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૦ | ૧ | સ્વરૂપથી | સ્વરૂપની |
| ,, | છેલ્લેથી ત્રીજી | યોજના | નામયોજના |
| ૮૦ | ફુટનોટ * પં. ૪ | આનુયાંત્રિક | આનુષંગિક |
| ૮૧ | છેલ્લેથી પાંચમી | સૂર્યનું | સૂર્યની |
| ,, | ,, ચોથી | દોષજ પક્ષ | દોષપક્ષ |
| ૮૨ | ૧૦ | દેદિપ્યમાન | દેદીપ્યમાન |
| ,, | ૧૧ | દશાઓાં ફળો | દક્ષાનાં ફળ |
| ,, | છેલ્લેથી ૬ઠ્ઠી | –રા | દ્વારા |
| ૮૩ | ૧ | ગજ વેશ | ગજવેષ |
| ,, | ૧૦ | આજ પ્રકરણના | આ જ પ્રકારના |
| ,, | ૧૧ | અન્યસાર બોધ | અન્ય સારબોધ |
| ,, | ૧૪ | જગતના | જગના |
| ૮૪ | ૯ | જોતાં | જતાં |
| ૮૫ | ૧૦ | હરણાર્થે | હરક્ષાર્થ |
| ,, | છેલ્લેથી ૪થી | લાગે છે | લાગે છે. † |
| ,, | છેલ્લી | જાતિ | જાતી |
| ,, | ફુટનોટ પં. ૩ | લઇ | લેઈ |
| ૮૬ | ૪ | ક્વચિત | ક્વચિત્ |
| ,, | ૧૦ | સર્વ રીતિ | શર્વરીની |
| ,, | છેલ્લી બે | આવ્યાથી ક્ષણ-ભર ત્યાગ. | આવ્યાથી સત્ય તત્ત્ર-ના ક્ષણભર ત્યાગ ( લાઇન સળંગ પણ મૂકવી ) |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ,, | ફુટનોટ પં ૨ | વેલા | વેળા |
| ,, | ,, ,, ૩ | નહિં | નહિં— |
| ,, | ,, ,, ,, | તે | ને |
| ૮૭ | છેલ્લી | વિશેષમાં | વિશેષ્યમાં |
| ૮૮ | ૧૦ | તરફ | તરત |
| ,, | છેલ્લેથી બીજી | આચિત્યના | ઐાચિત્યના |
| ૮૯ | . | કરૂણા | કરેણુ |
| ,, | ૩ | જ્ઞેયતા | અજ્ઞેયતા |
| ,, | ૫ ચમત્કાર રસિક | | ચમત્કારરસિક |
| ,, | ૬ | સમયને | સમય ને |
| ,, | છેલ્લી | તસતા | તરુનાં |
| ,, | ,, | † | § |
| ,, | ફુટનોટ પં. ૬ | મનુ જે...મોંડે | મનુજે...પીંડે |
| ,, | છેલ્લેથી બીજી | † | § |
| ૯૦ | ૧ | નિરિક્ષણ | નિરીક્ષણ |
| ,, | ૩ | આલેખવાથી | આલેખાવાથી |
| ,, | ૪ | : | .(અને તે પછીના શબ્દો જુદા પૅરેગ્રાફ તરીકે મૂકો) |
| ,, | ૧૨ | માતાનું | માતા થવાનું ? |
| ,, | ૧૩ | હરખતાં | હરખાતા |
| ,, | ,, | કરતો | કરતા |
| ,, | ૧૫ | વિકાર | વિચાર |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯૧ | ૮ | નારના | નારીના |
| ,, | ૧૧ | તત્વ | તત્ત્વ |
| ,, | ૧૨ | આપણે 'શર્વરી' | ' શર્વરી ' |
| ,, | છેલ્લેથી ૩૭ | પિંડતું વિરહના | પિંડનું વિરચતા |
| ,, | ,, ૨૭ | ધૂમતી | ઘૂમતી |
| ૯૨ | ૩ | ભાવથી | ભાવથી ભરેલા |
| ,, | ,, | મનોરથથી | મનોરથની |
| ,, | ૧૧ | સ્થળ | સ્થળ કરતાં |
| ૯૩ | ૧૪ | વલાણું | વલોણું |
| ,, | ૧૭ | Function | function |
| ,, | ૧૪ | though | as though |
| ૯૪ | ૧ | ચિન્તનતા | ચિન્તનના |
| ,, | ૫ | ક્યાંથી | કુહ્હાંથા |
| ,, | ,, | સાન્દર્ય | સૌન્દર્ય |
| ,, | ૮ | પ્રવિષ્ઠ | પ્રવિષ્ટ |
| ,, | ૧૧ | સાન્દર્ય | સૌન્દર્ય |
| ૯૫ | ૬ | ચારૂતા | ચારુતા |
| ,, | ,, | શૃડગાર | શૃઙ્ગાર |
| ,, | ૭ | રાતગુણ | શતગુણ |
| ,, | ,, | પછી | આ પછી |
| ,, | ૯ | ચારૂતા | ચારુતા |
| ,, | ૧૦ | તરૂ | તરુ |
| ,, | ૧૧ | ,, | ,, |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ” | ફુટનોટ | ( આ ફુટનોટ પૃ. ૧૦૦--૪મે મૂકવી જોઇયે) | |
| ” | ૧ | અપશુકન | અપશકુન |
| ૧૦૦ | ૫ | ઇચ્છિનારૂં | ઇચ્છનારૂં |
| ” | ૬ | ઉર તો | ઉરનાં |
| ” | ૭ | ભવ્ય તમ | ભવ્યતમ |
| ” | ૧૧ | અપશુકન | અપશકુન |
| ” | ૧૨ | મૂકાશે | મૂકાશે; |
| ૧૦૦--૧ | ૧૭ | અંધારી અધારી | અંધારી |
| ” | ૧૯ | ઇત્યાદિ | ઇત્યાદિ |
| ” | ૫ | વાંગ-છતી | વાગ-છતી |
| ૧૦૦--૨ | ૧૪ | આવે | આપે |
| ” | ૧૫ | ચિન્તલ | ચિન્તન |
| ” | ૧૬ | ઝલતા...પ્રતિત | ઝૂલતા...પ્રતીત |
| ” | ૧૭ | સ્નેહને | સ્નેહ ને |
| ૧૦૦--૨ | ૨૨ | ચાલુ | ચાલૂ રાખવાની |
| ” | છેલ્લેથી બીજી | આવાં | આવતાં |
| ” | ૧૨ | ઉહૃયને | ઉડ્ડયને |
| ૧૦૦--૩ | છેલ્લેથી પાંચમી | વિણ | વિહગ |
| ” | ” | ઉડતાં | ઊડતાં |
| ” | ૭ | નાતા | હેના |
| ૧૦૦--૪ | | ૧૪ ને ૧૫ની વચ્ચે—નીચેનો શ્લોક મૂકોઃ— | |

” હશે કૈં કૈં તર્કો જરૂર ઉર એને ઉછળતા,
પળાંતે હારીને જલ લહરિશા નિષ્ફળ જતા;

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ,, | ૨૨ | રૂદન | રુદન |
| ,, | ફુટનોટની જગામાં પૃ. ૯૯મા વાળી નોટ મુકવી. | | |
| ૧૦૧ | ૧ | ઉભો | ઊભો |
| ,, | ૫ તથા ૬ ચાલૂ લીંટી રૂપે સાંધવી. | | |
| ,, | ૧૧ | સગાંને સબન્ધી | સગાં ને સંબન્ધી |
| ,, | ,, | સુહૃદય | સુહૃદ |
| ,, | ૧૨ | ( નવો પૅરેગ્રાફ કરવો ) | |
| ,, | ૧૩ | કાવ્યો સો | કાવ્યાંશો |
| ૧૦૨ | ૧ | ત્હેમાંછે | ત્હેમાં છે |
| ,, | ૬ | ભવ રૂપ | ભાવરૂપ |
| ,, | છેલ્લેથી ૭મી | અવસ્થાને | અવસ્થા જે |
| ,, | ,, ૨૭ | ઉર...મૂર્છના | ઉરે...મૂર્છના |
| ૧૦૩ | ૪ | આવતી | આપતી |
| ૧૦૩ | ૧૩ | કેટલાક | કેટલાંક |
| ,, | ૧૪ | જ્ઞાની | જ્ઞાન |
| ,, | ,, | કરૂણ | કરુણ |
| ૧૦૪ | ૧ | આ | એ |
| ૧૦૫ | ૪ | ( 'આ શબ્દસમૂહનાં' એ શબ્દોથી નવો પૅરેગ્રાફ કરવો ) | |
| ૧૦૬ | ૨ | લહે છે | સરે છે |
| ,, | છેલ્લેથી ૭ મી | આમ | આ |
| ૧૦૭ | ૫ | લાડકે મૂજ | લાડકો મુજ |